

# श्री ज्ञानदर्शिक.

## प्रथम भाग.

હિમતલાલ નાનાભાઈ દે.

श्री.

# ज्ञानदर्शिका.

## प्रथम भाग.


લેખક—પ્રકાશક

હિંમતલાલ નાનાલાલ દવે.

સાતમણા—કાલોલ—પંચમહાલ.





શ્રી સત્યવિજય પ્રિન્ટિંગ પ્રેસમાં

શા. સાંકળચંદ હરિલાલે મુદ્રિત કર્યું.

પાંચકુવા નવા દરવાજા—અમદાવાદ.

સંવત ૧૯૬૯. પ્રત. ૧૦૦૦ ઈ. સ. ૧૯૧૩.

મૂલ્ય. રૂ. ૦-૮-૦

# નિવેદન.

અનંત ઐશ્વર્યાધીપતિ સકલ સિદ્ધિપ્રદાતા સદ્ગુણરત્નાકર
જ્ઞાનમૂર્તે ! પરમાત્મસ્વરુપ આચાર્યશિરોમણિ પરમ
પૂજ્ય સદ્ગુરુ **શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવન્** !

આપનાં કૃપાકિરણો જ્યારથી આ શિશુપર પ્રસર્યા છે, ત્યારથી આ લેખકનું સર્વદા હિત્ત સધાયા કરે છેજ. તેમ પ્રગતિ પંથમાં પણ તે કંઈક ઉચ્ચતાનું ભાન કરે છે. પ્રભો ! આપ મારા સમર્થ નેતા છો, આપજ નિયામક છો, ચાલક છો. વિશેષ કહું તો આપ સમગ્ર વિશ્વના કલ્યાણકારક સૂર્ય છો. પરન્તુ અજ્ઞ જનો આપના સ્વરૂપને યથાર્થ જાણવા ભાગ્યશાળી થતા નથી; તોપણ અજ્ઞ, બાલ, વૃદ્ધ સર્વ ઉપર આપ સમાન દૃષ્ટિ રાખી સર્વનાં વ્યવહાર કાર્ય તેમ પારમાર્થિક કાર્યો રૂડી રીતે સાધો છો, એ જોઈ મહદાશ્ચર્ય પ્રકટે છે.

ભગવન્ ! આપ જે કંઈ જીવો પર કૃપા કરો છો તેનો બદલો તેઓ કોટી કલ્પે પણ વાળવાને સમર્થ થનાર નથી. આ લેખક પર પણ આપશ્રીએ તેવીજ રીતે અમિદૃષ્ટિ કરી છે;જેથી આ લઘુ ગ્રંથ લખવાને તે શક્તિમાન થએલ છે.

પ્રભો ! આપના સ્વરૂપનું ભાન કરતાં આનંદાશ્રુ આવ્યા વિના રહેતાંજ નથી. અનેક પ્રસંગોમાં આ લેખકે આપની મહદ્ કૃપાનો અનુભવ કર્યો છે. જેના બદલામાં આપને કાંઇ પણ અર્પણ કરવાને તે શકિતમાન નથી; પરંતુ જેમ સરિતાનું જળ પૂર્ણ સરિતા રૂપે નહિ પણ એક અંજલી રૂપે અર્પણ કરવામાં આવે છે, તો દેવો તેનો સ્વિકાર કરે છે તેમ આ લેખક આપશ્રીને અંજલી રૂપે આપના ચરણકમલમાં શ્રી જ્ઞાન દર્શિકા નામક લઘુ ગ્રંથ નિવેદન કરે છે. ભગવન્ ! તેનો સ્વિકાર કરવા આપ કૃપા કરશો. એવી આ નમ્ર શિશુની આપના પ્રતિ યાચના છે.

લેખક.
આપનો ચરણરજ કિંકર.
**હિમતલાલ નાનાલાલના**
પુનઃ પુનઃ સપ્રેમ સાષ્ટાંગ પ્રણિપાત.

# પ્રસ્તાવના.

મનુષ્યને જેમ આરોગ્ય સંરક્ષણાર્થે ઉત્તમ આહાર, વિહાર તેમ કસરતની જરૂર છે, તેવીજ રીતે તેના જ્ઞાનમાં પ્રતિદિન પ્રગતિ કરવાની ( ઉત્તમ પુસ્તકોના મનનની ) પણ અગત્ય છે. આધુનિક સમયમાં બાલ, યુવાન, ને વૃદ્ધ સર્વને સંગીત વિદ્યાનો શોખ વધી ગએલો જણાય છે. એ આજકાલ ઘેર ઘેર નાટકોની ચોપડીયો જોવાથી સુસ્પષ્ટ છે.

જો કે નાટકોમાં પણ ઉત્તમ બોધ દેવામાં આવે છે. પરન્તુ નાટકનાં ગાયનોના લયોમાં મનુષ્યને જે જ્ઞાનની અગત્ય છે. તેવાં પદ્યો જોડવામાં આવેલાં હોય તો તે જનસમાજને અધિક રૂચીકર થઈ પડે, એ વિચાર આ લેખકના અંતરમાં ઘણા દિવસથી સ્ફુર્યો હતો. તે ઇષ્ટના પરમ અનુગ્રહથી આજે પૂર્ણ થયો છે. જે પદ્યાત્મક પુસ્તકરૂપે પ્રકટ કરી સુજ્ઞ વાચકોના હસ્તકમલમાં મુકવાનો સુયોગ પ્રાપ્ત થતો જોઇ લેખક પોતાનું અહોભાગ્ય ! માને છે.

આ પુસ્તક જોતાં ઘણા ખરા સજ્જનો પોતાની મતિ અનુસાર વાર્તાલાપ કરશે, કોઇ હાસ્ય કરશે, તો કોઇ દોષ જોશે, કોઇ ભુલ કાઢશે, તો કોઇ તેથી વિરૂદ્ધ મત દર્શાવશે, ભલે તેમ કરીને પણ આનંદતો માનશેજ ! કારણ કે પ્રત્યેક મનુષ્યની મતિ ભિન્ન ભિન્ન હોય છે, અને તેથીજ તેના અધિકારી ( સાર ગ્રહી ) મનુષ્યો તો તેમાં શું સત્ય છે તે જોશેજ. કોઈ કહેશે કે આ એક–પુસ્તક પ્રગટ કર્યું. આજે કાંઇ લેખકોની ખોટ છે ! પરન્તુ તેથી લેખકને જરા પણ સંકોચાવાનું કે ક્ષોભ પામવાનું નથી. શું ઉદ્યાનમાં વિવિધ જાતિનાં પુષ્પો હોય છે ત્યાં અન્ય પુષ્પને ઉદય થવાનો અવકાશ નથી ! અવશ્ય છે જ. તો પછી આ લેખકની આ લઘુ ગ્રંથ પ્રગટ કરવાની ઈચ્છા થતાં શું તેણે તેની ઇચ્છાને પૂર્ણ ન કરવી, એમ કોણ કહી શકશે? પ્રત્યેક મનુષ્ય સ્વતંત્ર છે, અને તે નિર્દોષ ક્રિયા આચરવા માટે

તો પૂર્ણ સ્વતંત્ર છે. તો પછી આ વિશ્વના મિથ્યા બકવાદથી તેણે ડરવાનું શું પ્રયોજન ?

આ પુસ્તકમાં જ્ઞાનનાં, વૈરાગ્યનાં, ભક્તિનાં, તથા અન્ય રસીક પદ્યોનો સમાવેશ કરવામાં આવેલો છે. જે તેના વાચકોને અધિક પ્રિયકર થઇ પડશે.

આ ગ્રંથમાં જે પદ્યો લખવામાં આવેલાં છે તે આંતર સ્ફુરણ દ્વારા*પ્રકટ થએલાં છે, તેમ અનુભવી પણ છે. તથા ' જેવું દેખે તેવું કહે. ' એ નિયમ પ્રમાણે પણ રચાએલાં છે; જેથી તેમાં પરસ્પર વિરોધાભાસ થાય એ સ્વાભાવિક છે. પરન્તુ ઉક્ત પદ્યો ભિન્ન ભિન્ન અધિકારનાં હોવાથી તેના અધિકારીઓને યોગ્ય જણાશેજ, પદ્ય લખવાનો લેખકનો હજી આ પ્રથમ પ્રયાસ છે; જેથી તેમાં વાકયદોષો હશે, તેમ હ્રસ્વ દીર્ઘની ભુલો હશે. પરંતુ સદ્વિવેકી વાચકો તે પ્રતિ અલક્ષ કરશે. સજ્જને દિપકના પ્રકાશનો સદુપયોગ કરવાનો છે કે તેમાંથી નીકળતા કાજળનો ? અવશ્ય પ્રકાશનો. તો પછી સારગ્રાહી મનુષ્યે તેમાંથી સારનેજ ગ્રહણ કરવાની જરૂર છે.

પુસ્તકની શરૂઆતનાં પદ્યો જોકે સરળ છે. પરંતુ જેમ જેમ આગળ જોવામાં આવશે તેમ તે ઉત્તમતાને દર્શાવશેજ.

આ પુસ્તક ત્વરાથી તૈયાર કરાવેલું હોવાથી, તેમં પ્રુફ સુધારવાનું કાર્ય એક લઘુ વયના બંધુએ કરેલું હોવાથી તેમાં કંઇ દોષ જણાય તો તે પ્રતિ સુજ્ઞ વાચકો ક્ષમા આપશે.

આ પુસ્તક શ્રી સત્યવિજય પ્રેસના માલીક શ્રીયુત્ સાંકળચંદ હરિલાલે ઘણા શ્રમે ત્વરાથી તૈયાર કરી આપેલું હોવાથી તેમનો આભાર માનવામાં આવે છે.

સહહું પુસ્તકમાંથી વાચકો ઉચ્ચ જ્ઞાનને પ્રાપ્ત કરો. તથા તેમની તેમ સમગ્ર વિશ્વની પ્રતિદિન પ્રગતિ થાઓ એવી શ્રી ઈષ્ટ પ્રતિ પ્રાર્થના છે.

સાતમણા
ફાલ્ગુન શુકલ અષ્ટમી.
સંવત ૧૯૬૯ રવિવાર.

હિમતલાલ નાનાલાલ દવે.

# વિજ્ઞાપન.

## પરમ પ્રિય વાચક બંધુઓ. !

આ લઘુ ગ્રંથ આપે જોયો હશેજ. શ્રીઈષ્ટાભિન્ન સ્વરૂપ શ્રીમાન્ વિશ્વવંદ્ય ( છોટાલાલ જીવનલાલ. ) ના સ્ફુરણથી આ લેખક ઉક્ત ગ્રંથ લખવાને ભાગ્યશાલી થએલો છે. તેઓશ્રીના ઉપકારનો બદલો આપણાથી કિંચિત પણ વળી શકે તેમ નથી. એ સર્વને વિદિત છે.

શ્રી ઇષ્ટકૃપાથી શ્રીમાન્ વિશ્વવંદ્યના સ્મરણ તરીકે આ ગ્રંથ પ્રકટ કરેલો છે. માટે તેની ઉત્પત્તિમાંથી અર્ધો ભાગ શ્રી-વિશ્વવંદ્ય સ્મારકમાં મુકવાને આ લેખકનો નિશ્ચય થએલો હો-વાથી આ લઘુ ગ્રંથ પ્રત્યેક સજ્જન ખરીદી અન્યને ખરીદવા ભલામણ કરશે, એવી આ લેખકની નમ્ર વિજ્ઞપ્તિ છે.

લેખક.

હિંમતલાલ નાનાલાલના

સપ્રેમ વંદન.

—

# શુદ્ધિ પત્રક.

| પૃષ્ટ. | પદ. | લીટી. | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|---|---|
| ૫ | ૭ | ૧ | વહેલા પધારજો વિશ્વવંદ્ય | વિશ્વવંદ્યાવહેલાપધારજો |
| ૫ | ૮ | ૩ | ક્ષણુ | ક્ષણુમાં |
| ૫ | ૮ | ૬ | ટળતા | ટળતાં |
| ૫ | ૮ | ૮ | અનુભવાય | અનુભવવાય |
| ૬ | ૯ | ૧૧ | હાય ! હા ! વહાય | હાય ! હાય ! વહાય |
| ૭ | ૯ | ૫ | પિતા | વિના |
| ૮ | ૧૧ | ૫ | કોઇ જોઈ કોઈ | કોઈ જોઇ કાંઇ |
| ૮ | ૧૨ | ૧૫ | રાજી થઈએ | રાજી રાજી થઇએ |
| ૯ | ૧૨ | ૨ | અમ રગમાં | અમ રગો રગમાં |
| ૯ | ૧૩ | ૧ | ન્યાળી | ન્યાળે |
| ૯ | ૧૩ | ૨ | ટાળી | ટાળે |
| ૧૨ | ૧૬ | ૩ | આવે | આપે |
| ૧૨ | ૧૬ | ૪ | સંતાવે | સંતાપે |
| ૧૩ | ૧૭ | ૧૨ | આપનું | આપનો |
| ૨૬ | ૩૭ | ૨ | અનિત | અનિત્ય |
| ૨૬ | ૩૭ | ૫ | દશ | દશ્ય |
| ૨૭ | ૩૮ | ૨ | આવે | આવ્યે |
| ૨૮ | ૪૦ | ૯ | આવે | આપો |
| ૩૦ | ૪૨ | ૨૪ | અક્ષર | અક્ષય |
| ૩૧ | ૪૩ | ૩ | વૃત | વૃત્ત |
| ૩૬ | ૪૯ | ૮ | કતાં | કયાં |
| ૩૬ | ૫૦ | ૮ | જગતુમાં | જગમાં |
| ૪૩ | ૫૮ | ૮ | માન | માન્ય |
| ૪૪ | ૫૯ | ૯ | મેળવતા | મેળવવા |
| ૪૯ | ૬૫ | ૫ | તુજ | મુજ |
| ૫૨ | ૬૮ | ૭ | ભ્રાન્તિને | ભ્રાન્તિ |
| ૫૨ | ૬૮ | ૧૦ | મત્ર | મંત્ર |
| ૫૨ | ૬૯ | ૧ | સ્વરૂપે જે સમજું | સ્વરૂપ જે સમજું |

| | | | | |
|---|---|---|---|---|
| ૫૪ | ૭૧ | ૪ | ઝટ તારૂં નામ | તારૂં નામ |
| ૬૦ | ૭૮ | ૨ | તારૂં જોને ઉર | જોને ઉરતારૂં |
| ૬૫ | ૮૪ | ૧૭ | શાન્તિની | શાન્તિને |
| ૬૬ | ૮૫ | ૧૧ | ભટકતા | ભટકાતા |
| ૬૮ | ૮૬ | ૪ | જો | જુઓ |
| ૬૮ | ૮૭ | ૧૭ | સઘળાં | સઘળા |
| ૭૩ | ૯૪ | ૧૨ | વિષય | વિષ |
| ૮૧ | ૧૦૭ | ૧૨ | આવીયા | આવી આ |
| ૯૦ | ૧૧૯ | ૬ | દ્રાંસી | ફાંસી |
| ૧૦૦ | ૧૩૬ | ૧૨ | છોડીનેજ તું | છોડીને જતું |
| ૧૦૫ | ૧૪૦ | ૫ | ભવિષમાં | ભવિષ્યમાં |
| ૧૦૮ | ૧૪૩ | ૧૩ | દિન | દિનનાં |
| ૧૦૯ | ૧૪૪ | ૯ | દુભતા | ડુબતા |
| ૧૧૫ | ૧૫૨ | ૧૩ | હાશ | હાસ્ય |
| ૧૧૫ | ૧૫૨ | ૧૪ | હિમ વ્હાણુ | હિમવ્હાણુ |
| ૧૧૯ | ૧૫૬ | ૧૩ | સમશે | શમશે |
| ૧૨૪ | ૧૬૪ | ૬ | તું | તું દુઃખમાની |
| ૧૨૬ | ૧૬૭ | ૯ | બ્રહ્માંડ | બ્રહ્માંડો |
| ૧૨૬ | ૧૬૭ | ૧૭ | હસ્તારે | હસતારે |
| ૧૨૮ | ૧૬૯ | ૬ | પ્રકટયો | પ્રકટયા |
| ૧૨૮ | ૧૬૯ | ૮ | હવે | હાવે |
| ૧૨૮ | ૧૬૯ | ૧૨ | દયા ન લાવો | દયાને લાવો |
| ૧૩૦ | ૧૭૩ | ૭—૯ | આ૦ | અં૦ |
| ૧૪૬ | ૧૯૧ | ૫ | શાન | સાન |
| ૧૪૯ | ૧૯૫ | ૨ | હુતો | હુંતો |
| ૧૪૯ | ૧૯૫ | ૧૧ | ાજાળી | પ્રજાળી |
| ૧૫૩ | ૨૦૧ | ૨૦ | શવી | શેવી |
| ૧૫૫ | ૨૦૪ | ૮ | પર આત્મા | પરાત્મા. |

# અનુક્રમણિકા.

# જ્ઞાનદર્શિકા.

## પ્રથમ ભાગ.

---

### प्रारंभक प्रार्थना.

પદ. ૧.

અબલ તણા આધાર સબલ છો, હે પ્રભુ વિશ્વાધાર,
પ્રથમારંભે પ્રણમું પ્રીતે, તન મનથી ત્રિપુરાર;
અજ્ઞપણું આ મુજ અંતરનું, બાળી કરજો છાર— સબલ૦
તનમનના આ આધિ વ્યાધિ, જે નિત્ય દુઃખ દેનાર;
કૃપા કરી તે હરજો સત્વર, (એ)વિનવું વારંવાર—
આપતણો આશ્રય ગ્રહી નિત્યે, નિર્ભય થઈ ફરનાર;
અચળ શાંતિ અનુભવી અંતર, રમું આનંદે અપાર—
ટાળી અવિદ્યા જ્ઞાન દાન દઇ, વર્ષાવો અમૃતધાર
ઉપેન્દ્ર પ્રભુ તવ સ્મરણ કરી હું, થઉં તદરૂપ નિરધાર—.

---

### श्री इष्टनी प्रेमपूर्वक भक्ति करनार भक्तना उद्गार.

પદ. ૨. (અમે વિશ્વનાથ અંક માંહિ ખેલીએરે એ લય.)

અમે પ્રીતે પ્રભુને સેવીએ રે, બની રહીએ અમે પ્રેમી ભક્ત—અમે૦
અમે વિષય વાસના ટાળીએ રે, અમે રહીએ નહિ કદી અભક્ત—
અમે સંત સમાગમે રીઝીએ રે, પ્રભુ સાથે લાગ્યું અમારૂં ચિત્ત—
અમે પરના દોષો નવ પીછીએ રે, નવ થાએ વિભળ અમારૂં ચિત્ત—
અમે શાન્તિ સદા ઉરે સેવીએ રે, જેથી પ્રકટે ન ક્રોધ કદાય—
અમે દોષો સહુ દૂર કીજીએ રે, જેથી મનને ન થાએ આપદાય—
અમે સત્યપણાને સેવીએ રે, જે પામે નહિ કોદી અસ્ત—
અમે લૌકિક લજ્જાથી ડરીએ નહિ રે, સદા લહિએ પ્રભુનો શિરે હસ્ત;—

અમે હું પદ સદા સંહારિએ રે, જ્યાં ત્યાં શોધીએ તત્વનો સાર—
અમે રંભા દેખી ન મોહ પામીએ રે, નવ શોકથી મુંઝાઇએ લગાર—
અમે ઉન્નતિના માર્ગો સાંધીએ રે, તથા કરીએ સત્પુરૂષોની સેવ—
અમે દ્દઢ વૈરાગને ધારીએ રે, જેથી આનંદ ઉપજે તત્ક્ષેવ—
અમે પ્રભુ સ્વરૂપે વૃત્તિ વાળીએ રે, અમે ગણીએ સહુને એક રૂપ—
અમે જળ સ્થળ માંહિ પ્રભુ પેખીએ રે, તથા સૃષ્ટિનું સ્વરૂપ અનુપ—
અમે આનંદમાંહિ સદા મ્હાલીએ રે, શિરે ગાજે છે ચૌદ ભુવન ભૂપ—
અમે સેવી નૃસિંહ સુખ પામીએ રે, સ્મરી થઇ રહીએ તદરૂપ—

---

## भवरणमां भ्रमण करता पंथीनां शोकयुक्त वचन.

પદ. ૩. ( મને વ્રજવાસ છે વ્હાલો એ લય. )

અરે મને કોણ ઉગારે, પંથિ એક એમ પોકારે— અરે૦
મોહ ધરીને હું માયામાં પડીયો, જાણીને સુખ અપાર,
રંગાયો હું દ્દશ્યના રંગથી, જેમ જળ મિનને પ્યાર,
હાવે દિસતું દુઃખ ભારે;— પંથિ એક૦
કામાદિ ક્રોધને લોભ મળ્યા અતિ દ્વેષાદિ ચિંતા મિત્ર,
શોક મળ્યો સંગિ મને સાચો, સ્થિતિ કરી આ વિચિત્ર,
નાખ્યો સર્વે ખારા સંસારે— પંથિ૦
પુત્ર પિતા સ્ત્રી માતને ભગિની, વડીલો અને વળી ભ્રાત,
સ્વાર્થી સબંધી ટોળે મળી મને, ઘેરી લીધો અજ્ઞાત,
પડયો પ્રભુ હું ક્લેશાગારે— પંથિ૦
સુખ ન દીઠું આ વિષયોમાં, જ્યાં ત્યાં દુઃખ દેખાય,
દારૂણ અંધારૂ દશ દિશ ભાળતો, હાવે જવું મારે ક્યાંય,
અરે દશા થઇ મારી આ રે— પંથિ૦
અથડાયો રગડાયો આ ભવરણમાં, થાકી થયો છું હું લોથ,
સબંધી સર્વે જુદાં પડયાં, મારે રહી નથી કોની ઓથ,
હાવે જવું કોને આધારે— પંથિ૦

---

## શ્રી ઇષ્ટની સહજ ઝાંખી કરનાર વૃત્તિના હર્ષોદ્‌ગાર.

પદ. ૪. ( ગોકુળીયુ રૂડુ ગામડાંયુ એ લય. )

અલબેલા તારી આંખડલી મારે છે મોહ બાણુ,
સુરત સુંદર તુજ સમ કોની નીરખિ નહિ હોએ મહારાણુરે—મારે છે૦
અલૌકિક તેજ તારૂં અહા શું પ્રકાશ્યું આ
કંદર્પ પડતો ઝાંખો જાણુરે— મારે છે૦
વિશ્વ વશ્યું જાણે તુજ નેત્ર માંહે વ્હાલા,
દશ્ય દેખાતું મને છાણુરે. મારે છે૦
અગ્નિ કરતાં અધિકો તત્વ તાપ છે તા'રો,
અજ્ઞ રિપુઓના હરે પ્રાણુરે,
ચમક રહી શી આ અદ્‌ભુતતા જણાવે,
જોતા નહિ તેને કો અજાણુરે;
નયન કટાક્ષ કેરાં બાણુ વાગ્યાં મુજ ઉર માંહે,
વિરહે થાતું આ તન તપાણુરે;
મોહિ રહિ હું તો વ્હાલા તુજ નયનો નિરખિને,
મોહ્યા મુનિ યોગી જે સુજાણુરે;
માટે મારા પ્યારા તારી નારી હું ને તું છે મારો,
તારી લેજે કહું છું ભરખાણુરે;
દોડી દોડી આવી હું છોડી આ જગની માયા,
મધુરી મુરલીનું સુણી ગાનરે;
નૃહરિ બાલ લાલ મારા ઉપેન્દ્ર કનૈઆઓ,
લેવરાવો હાવે સુખ લ્હાણુરે.

———:o:———

## શ્રીઇષ્ટને શાન્તિનું દાન દેવા વિજ્ઞપ્તિ.

પદ. ૫. ( અમને પાવન કરવાને. એ લય. )

અપાર શાન્તિને કરવા, વિકલ હૃદય મુજ આ હરવા,
અંતર આનંદે ભરવા, પ્રભુજી આવજો;
જેવો તેવો પણ છું દાસ, જાણી આવજો,

કરીને હાવે ઉદાસ, વધુ નવ તાવજો. અપાર૦
ષડરિપુ પ્રભુ આ મુજ મનના, સર્વે સંહરવા,
શુદ્ધ હૃદય કરી આ વેળા, નિજ સ્વરૂપ વિષે સરવા;
અંતર આનંદે ભરવા, પ્રભુજી આવજો. અપાર૦
અમિદ્રષ્ટિ હે નાથ પ્રસારો, સ્થિતિ આ સુધરવા,
જીવપણું મારૂં આ ટાળો, શિવપદમાં ઠરવા;
અંતર આનંદે ભરવા, પ્રભુજી આવજો,
નિજ સેવકનો પોકાર, સુણીને આવજો;
કરશો હાવે નહિ વાર, વ્હેલા આવજો. અપાર૦

---

## દશ્યમાં રચીપચી રહેલા પ્રાણીને ચેતવા સુબોધ.

પદ. ૬. ( લલીત છંદ )

અરર પ્રાણિઆ ચેતને ખરે, શું બેસી રહ્યો માયા આશરે;
વિષયને ભજી શાંતિને ત્યજી, મોહને સજી કેમ તું ફરે;
લોભ લાગીયો. સ્વાર્થ સાધવા, કર્મ ત્યાગીયો દુઃખ કૂપે જવા,
દિન દિને તુને દુઃખતો થતું, તોય સમજ્યો નહિ રે હે મૂર્ખ તું;
પુન્યતો કદી તે નહિ કર્યું, ઉલટું સાધુનું દ્રવ્ય તેં હર્યું,
પ્રપંચ પાતમાં શું ફસી રહ્યો, દિન તાહ્યરો જાય છે વહ્યો;
વિષય વાસના ના'વે કામમાં, અંતે તો જવું નિજ ધામમાં,
પુત્ર, પુત્રિને માત તાત સહુ, ભાઈ ભાણેજને ભગિનિ સહુ કહું;
પણ એ અંતે તો દૂર સહુ જશે, મૃત્યુપાસથી યમ જ્યાં બાંધશે;
પૂછશે પ્રભુ શો જવાબ દઈશ, દુષ્ટ કર્મથી દંડ યમ સહીશ,
ઘોર નર્કમાં ત્યારે નાંખશે, વિચારી જો અલ્યા શી ગતિ થશે;
માટે ચેતજે પ્રથમથી કહું, શિખ દઉં તુને જો ઉરે લહું;
સત્ય ભાખવા, દોષ ત્યાગવા, સદ્‌ગુણો લહો વૃત્તિ જાગવા;
કપટ કોટને તોડી નાખજો, પ્રપંચ પાસને ત્યાગવા સજો,
મોહ શોકને દૂર રાખજો, કામ ક્રોધ સહિત દ્વેષને ત્યજો;
ધૈર્ય શાંતિને સેવજો સદા, હુંપદ લોભને મારજો ગદા;

આશ પારકી રાખશો નહિ, વૃત્તિ વાળજો નિજરૂપે જઇ,
સત્પુરૂષનો સંગ રાખજો, દુર્જનો થકી દૂરતો જજો;
દ્રવ્ય પારકું ના કદી છળો, શ્રદ્ધા રાખીને નિજપદે ભળો,
અન્યનું સદા હિત્ત તાકજો, લહિ સુધર્મને સત્ય રાખજો;
પૂર્વની સહુ વાણીને ગણો, હિત્ત તાકવા હ્રદયમાં ભણો;
દોષ દુઃખ સહુ નષ્ટતો થશે, તમ ઉરે સદા શાંતિ નિવસે;
અરજ મ્હારી ઉર ધારજો, શિવપદે જવા ઇષ્ટને યજો.

---

## पोताना इष्टस्वरूप मनाति व्यक्तिने प्रेम पूर्वक आमंत्रण.

પદ. ૭. ( અમ સખી તણા સ્નેહને સંભારજો રાજ. એ લય. )
અમ બન્ધુ તણા સ્નેહને સંભારીને આજ, વહેલા પધારજો. વિશ્વવંદ્ય૦
ગગને નિવસ્યા છો પણ ક્ષણના વિસારજો,
ભૂપર પધારી હ્રદય દાહ આ નિવારજો;
દિવ્ય તનું દિવ્ય વસ્ત્ર ધારીને આજ. વિશ્વવંદ્ય૦
અજ્ઞ હ્રદય પ્રજ્ઞ કરવા દ્રષ્ટિ પ્રસારજો,
આપ રૂપ થઇએ એવી આશિષ ઉચારજો;
અમ શિર અભય વર્દ હસ્ત ઠારીને આજ. વિશ્વવંદ્ય૦

---

## स्वरुपानुभव.

પદ. ૮ ( અહા! આ અતુલ શું બળ ઉભરાય. એ લય )
અહા ! શો સ્વરૂપ અનુભવ થાય, કોને મુખથી કથ્યો નવ જાય, અહા!
અજ્ઞાન ધાડ હતું જે ઉરમાં, ત્યાં જ્ઞાન રવિ ઝળકાય;—
સ્થિતિ હતી જે જીવપણાની, તે ક્ષણ બદલાય,—
ઈષ્ટકૃપા રશ્મિવડે દિન દિન, પ્રગતિ થતી તો જણાય;—
વિવિધ વિકારો ટળી આ તનના, આનંદ સિંધુ રેલાય,—
વિષયો વિષ સમ ટળતા તત્ક્ષણ, અમૃત પાન કરાય;—
દ્વૈત હતું જે આજ સુધી હવે, જીવ શિવ એક લહાય,—
અદ્ભુત આત્મસ્વરૂપની અગમ્યતા, આજે અનુભવાય;—

મન બુદ્ધિ ચિત્ત ગળતાં પ્રભુમાં, અવિદ્યા પણ અળપાય,—
આવર્ણ સર્વે દૂર થતાં ઝટ, ચિતિપતિ સ્વરુપ ભળાય;
નરહરિ શિશુ થઇ નરહરિ સ્મરતાં, નરહરિ રુપ થવાય;—

---

## ज्यां त्यां दृश्य थता जीवपणानुं अद्‌भुत स्वरुप.

### પદ ૯.

અહાહા! જુઓ જીવપણું જ્યાં ત્યાં ભળાય. (૨)
રમત રમે બાળક પણ તેમાં, અદ્‌ભુતતા ન જણાય,
લઢે જનો સામા સામી કંઇ, ત્યાં જીવપણું પ્રકટજ થાય;—અહાહા!
રંક થઇને કરે યાચના, કંઇ જન વિશ્વની માંહ્ય,
નિજ ઉદર ભરવાને ભટકતા, એ પણ જીવપણું હોય;—
કોઈનાં મુખ ચિંતાથી ગ્રસેલાં, કોઇ દુખે પીલાય,
શોક કોઈના મુખના ચે'રા,—પર, સ્પષ્ટ નિહાળાય;—
કોઈ ક્ષુધાથી ટવળે અહો નિશ, રડતું કોઇ દેખાય,
દાસ થઇ રહે અહો નિશ તાબે, કઈજન આ ભૂ માંહ્ય;—
મૃત્યુ કોઇનું થાય કે તત્‌ક્ષણ, જીવપણું દોડે ત્યાંહ્ય,
લાંબે લ્હેકે ગાય રાજીયા, મુખે હાય! હા! વદાય;—
કો નિજ સ્વાર્થ સુધરવા માટે, કરે મૂઢની સેવાય,
હાલત નિજ ભીખારી જણુવ, ટાળશે જાણે દુઃખ આય;—
કો જન ધનનો નાશ થવાથી, કે ખોટ વ્યાપારે જાય,
તો વીલું મુખ કરીને બેસે, જીવપણું સાથે રહે ચાંચ;—
આગ થવાથી ઘર કોઇનું જો, બળતું અનુભવવાય,
તો ઉડી જાયે હોશ તેના, ઉરમાં અતિ ગભરાય;—
મદારી ખેલ કરે ત્યાં જનનાં, ટોળાં ઘણાં ભરાય,
નાટકના જોઈ ખેલ જનો કંઇ, આભા બનેલા જણાય;—
નવીન વસ્તુ કંઇ દેખે કોઇ તો, આશ્ચર્ય ચક્તિજ થાય,
ઉત્તમ મહાલય દેખી કો જન, ઉરે અતિ તો મુંઝાય;—
વાપર્યાથી સહુ ખૂટી જાશે, એમ ધરી ઉર માંહ્ય,

પાઇ, પાઇ કરીને દ્રવ્ય સાંચતા, દેખ્યા જીવો વિશ્વ માંહ્ય;
ઉત્તમ બુદ્ધિવાળા જન પણ, જીવપણે શમતાય,
છતાં ધરે અભિમાન ઉરે એમ, મારા જેવો નથી કયાંય;—
નિજ ભાન ભુલીને ઘણાએ, જીવન વેચ્યું જગમાંહ્ય,
મનથી આગળ પઠયાં પિતા કંઈ;—જનતો દુઃખમાં રિબાય;—
કહે કોઈ ભાઈ આવું આપણુથી, શી રીતે કહો થવાય,
ભાગ્યશાળી એને તો ભોગવે, એ સુણીને હસીતો જવાય;—
આવું વિચિત્ર વેષ ભજવતું, જીવપણું પ્રસર્યું જ્યાં ત્યાંય,
પણ તેને પીગળાવી દેતા, શિષ્ય ઉપેન્દ્ર નૃહરિનાય;—

---

## बन्धुओने अंतरमां उतरवा सुबोध.

પદ ૧૦ (અરે સખી ધીમે ધીમે ડગ ભર—એ લય.)

અરે, બન્ધુ ! ધીરે ધીરે ડગ ભર, ઉતરવાને અંતર માંહિ,
—પડે નવ સમજ એ કાંઇ;
અરે બન્ધુ !—
—મન આ મારૂં છે ન જીતાતું ?
ભાઇઓ તેથી નહિ ગભરાતું, શાન્તજ થાતું. ગુરૂ મંત્ર ગાતું,—
—સદ્ય જીતાતું મન તુજ ભાઇ, ઉતારવાને અંતર માંહિ;
—બન્ધુ બતાવ્યો આ માર્ગ તે સારો, એમાં તું માને શો ઉપકાર મારો,
હું તો છું તારો તું પણ મારો,
જો ઝળકારો ચિતિપતિ જ્યાંહિ;—ઉતારવાને.

---

## श्री इष्टनी यथार्थ भक्ति करनार साधकना सन्निश्चय.

પદ ૧૧. (પ્રભુને પ્રાણથી પ્યારા. એ લય)

અમે તો પ્રેમથી આજે, પ્રભુની ભક્તિ આદરીએ,
પ્રભુની ભક્તિ આદરીએ, સદા મસ્તાન થઇ ફરીએ—અમે ૧
ભલે જો માન્ય કંઈ મળતું, કદી અપમાન પણ થાતું,
નહિ પણ તોય દેખાતું વ્યગ્ર આ ચિત્તતો જરીએ;— ૨

ભલે પકવાનની મોટી, થાળી કે જો સૂકી રોટી,
તથા ભાજી મળે ખોટી, જમી આનંદ ને ધરીએ;— ૩
મળે વસ્ત્રો કો દિન સારાં, (કે) ઉંચકવા પડે કાષ્ટ ભારા,
બને જો હાલ ભિખારા તે સમયે શાંતિમાં ઠરીયે;— ૪
કરે જો કોઇ જોઈ કોઈ, ધરે ઉર દ્વેષ વૈરી થઈ,
તથા હાંસી કરે મલકઇ, સમય તે દ્રષ્ટી સમ કરીએ;— ૫
થતું જો મર્ણ પ્રિય જનનું, રિબાયે રોગે આ જો તનું;
(તથા) નિર્ખિ વૈભવ કદી મનનું હર્ષ શોકે ન બળ હરીએ;—૬
મળી જ્યાં ગુરૂ થકી ચાવી, અહો ગુરૂ ધૂન્ય લગાવી,
દઇએ સઉ વિશ્વ ગરજાવી, સદા જયઘોષ ઉચરીએ;— ૭

---

## श्रीकृष्ण प्रति प्रेम धरनार सखीओनो प्रेमभाव.

પદ ૧૨. (મહારાજા નજરીયાં લય જાયગી એ લય.)

અમને માયા લગાડી પેલે જાદુગરે,
મધુરી મુરલી બજાવી, ચિત્ત આ અમારાં હરીયાં,
ખાવા પીવાનું સર્વે, ભાન તો વિસરીયાં;— લગાડી
અવળાં વસ્ત્રોને ઓઢી, કો રોતાં બાળ મૂકી,
દ્વાર ખુલ્લાં મૂકી દોડયાં, મર્યાદા ચૂકી;—
વૃંદાવનમાં તો વ્હાલે, રચ્યો રાસ જોવા જેવો,
તૃપ્ત કીધાં સહુને અર્પી, મુદિતનો મેવો;—
યમુનાના જળમાં અમે, સ્નાન કરતાતાં સર્વે,
(ત્યાં) વસ્ત્રો હરી કાનો ચઢીયો, ઝાડે કદમને;—
માર્ગ માંહિ કોને રોકે, મહિનાં માટ ફુંટવે કોનાં,
બાળ સંતાડે ગિરિધર, કોઈ નારીઓનાં;—
નયન કટાક્ષ કેરૂં, મોહ બાણ ઉરમાં મારી,
સંતાઈ જઈ કો ક્ષણ, સખીના ગર્વ દે ઉતારી;—
આમ પજવે અમને પણ, પ્રીતિ એની લાગે પ્યારી,
રાજી થઇએ નીર્ખિ, કાનાની બલિહારી;—

મૂર્તિ રસીલી એના,-જેવી નવ દીઠી જગમાં,
જોતાં વિરહ વ્યાપે છે, અમ રગમાં;--
કૃષ્ણ કનૈયા અમને, યુગો યુગ આપની સાથે,
માગીએ શ્રીનંદલાલા, રહો અમ સંગાથે;

---

## सर्वने चमत्कृतिरुप करवा श्रीइष्टने प्रार्थना.

### પદ ૧૩.

અજબ કૃતિ પ્રભુ કરજો અમારી, વિશ્વ ચમત્કૃતિ ન્યાળી,
ઈર્ષા, અસુયાને ટાળી, આનંદ મૂર્તિ નિહાળે; અજબ
સ્વતંત્રતા દશ દિશમાં જણાએ, શત્રુનાં અંતર સહજ હણાએ,
થાએ ના કાંઇ આ કાળે, કોથી થાએ ના કાંઈ આ કાળે;—
કરતા ભોકતાનું મમત્વ સોંપી, આપને વ્હાલા તનમન અર્પી,
ખેલીએ સ્વરૂપ વિશાળે, નિત્યે ખેલીએ સ્વરૂપ વિશાળે;--
ક્રોધ, શોકને વશ જગ થાતું, તથા દુઃખાદિથી પીલાતું,
રહેતું ભવને ખાળે, જગત્ રહેતું ભવને ખાળે---
તેમ અમારામાં કાંઇ ન દેખીએ, આપ કૃપાથી શુભ શુભ પેખીએ,
બન્ધન નહિ જગ જાળે, રહીએ બન્ધન નહિ જગ જાળે—
આપ તણા પ્રભુ સહુ સામર્થ્યો, (તથા) લક્ષણ પ્રકટાવી સહુ અર્થો,
સારો કહીએ આ વારે, પ્રભુ સારો કહીએ આ વારે—-
આપનું જે કાંઈ સર્વ તે દેજો, પછી અનુગ્રહ દૃષ્ટિ કરજો,
અમ સામર્થ્ય ઉજાળે, જેથી અમ સામર્થ્ય ઉજાળે—
નરહરિ પ્રભુ વિશ્વવંદ્ય જેવા, નિજ શિષ્યોને કરજો એવા,
કરી સેવા ચર્ણ પખાળે, આપની કરી સેવા ચર્ણ પખાળે—

---

## श्री इष्टथी वियोग अनुभवता साधकना विरहविलाप.

### પદ. ૧૪ ( ઘરની શોભા છે ઘરવાળી. એ .લય. )

અમને ત્યાગી ગયા શું પ્યારા, આજે થઈ રહ્યા અમથી ન્યારા—અમને
આજ લગી વાળી પ્રભુ અમને, કીધા કયાં નોધારા.

ઘટે ન તમને કરવું આવું, હે પ્રિયતમ પ્રભુ મારા—
દુઃખ કલેશથી તપિત થએલા, (જન)ને શાંતિ દેનારા,
હૃદય હોય વ્યાકુલ જેનું તેને પણ હસાવનારા—
અગણિત દોષ ભરેલા જનના, દોષો નવ જોનારા,
પતિત પાવન કરનારા હે, કહો છો કયાં વસનારા—
જેવું જ્ઞાન સહુને દેતા તે, આચારે મૂકનારા,
લોહ હોય તેને પણ સ્પર્શી, સુવર્ણમય કરનારા—
બાલ વૃદ્ધ અજ્ઞાન જીવોને, પણ નિજ સમ ગણનારા,
નિજ સ્વરુપ કરવાને તેને, યુક્તિ પણ દેનારા—
સાધક તરુને દિન પ્રતિદિન, જ્ઞાનામૃત સિંચનારા,
ઉછેરીને હાવે કાં સૂકવો, સાધક અંતર કયારા—
આપ તણા ઉપકારો વ્હાલા, અમે શું વર્ણવનારા,
માત્ર નમન કરીનેજ વિરમીએ, સ્મરીએ વારંવારા—
કયાંછો કેવા છો શું કરતા, ઉપવનમાં ફરનારા,
વિશ્વવંદ્ય પ્રભુ કહાવો એટલું, અંતર સ્ફુરણદ્વારા—
પ્રેમ દૃષ્ટિથી આપપ્રતિ સહુ, જોતું સ્વામી મારા,
છતાં ત્યજી શું ચાલ્યા કરીને, કઠોર હૃદય તમારાં—
ઓ આવે આ આવે એવા, દશ દિશમાં ભણકારા,
થતા તોય નવ આવો નયને, દોષ કહો શું અમારા—
વારે વારે કહીએ વ્હાલા, પુનઃ થજો મળનારા,
અંતરમાં શાંતિ અતિ કરજો, નરહરિ શિશુ અતિ પ્યારા—

---

### श्री इष्टने [illegible] आमंत्रण.

પદ. ૧૫. ( પુનમ ચાંદની. એ લય. )

આજ પ્રીતેથી મમ મંદિર પ્રભુજી પધારજો રે,
જેથી અંગો અંગે આનંદજ ઉભરાય;
રૂડો મંગલકારી દિવસ મારે આજનો રે.
શ્રદ્ધા આસન નાંખીયાં, પ્રભુજી પધારવા કાજ,

અંતરને નિર્મળ કરી, સજીઓ રૂડો સાજ.
માટે કરૂણા કરીને મુજ મંદિરીએ આવજોરે,
જેથી ટળે મારાં પૂર્વ જન્મનાં પાપ— રૂડો૦
પ્રેમ વડે પૂજન કરૂં, ધરીને હે પ્રભુ પ્યાર
વિલંબ ન કરશો વાલમા, આવોને આ વાર
રૂડું કેસરી ચંદન કરૂં હું ભાલમાં રે
કંઠે સદ્દગુણ રૂપી આરોપું હું હાર— રૂડો૦
ધુપ સુગંધીમય ધરૂં, શુદ્ધ અંતર રૂપ સાર
વિવેક દિપ પ્રકટાવીને, નિર્ખુ હે ત્રિપુરાર
મૂકયા મોદિક મેં હૃદય અભેદન થાળમાં રે
પ્રીતે ભોજન કરો પ્રભુ તે મુજને મળનાર—
તાંબુલ પ્રીતે ધરાવું હું; સર્વ ભાવ રુપ સાર
જામે રંગ અતિ ઘણો, શોભે સહુ સુખ સાર
પુજન પ્રીતેથી પ્રભુજી સર્વ સ્વીકારજો રે
વસજો અંતર શ્રી ઉપેન્દ્ર નૃહરિ મોરાર—

---

## श्री इष्टने अंतरमां पधारवा विज्ञप्ति.

પદ ૧૬. ( આવોને મારે મંદિરીએ જગરાય એ લય. )

આવોને મારે અંતરે નરહરિરાય,
જેથી રે મારાં સર્વે દુઃખો પળી જાય,
વિષય કિચમાંહે હું પડીયો,
ખારા આ સંસારે સડીયો,
દેખીને દુઃખ અંતે અતિ રડીયો,
છુટો થાવા માર્ગ ન કોઇ જડીયો;
હાવે રે ઝટ કરજો પ્રભુ મુજને સ્હાય. આવોને૦
સ્ત્રી સુત આદિ મોહ વિષે કળીયો,
ઇચ્છી સુખ પ્રીતેથી ભળીયો,
તે માંહે પ્રભુ સુખ ન કો રળીયો;

વૃથા સંતાપે અતિ બળીયો,
હાર્યોછું હાવે કાંઇ ના સુઝે ગુરૂરાય. આવોને.
કામાદિ ક્રોધ દુઃખ અતિ આવે,
તથા શોક ચિંતા સંતાવે,
દ્વેષાદિ રિપુઓ મુજને અધિક તાપે,
શાંતિ જેથી ઉરમાં જરી ન વ્યાપે;
વૃત્તિરે પ્રભુ શરણું તમારૂં ચ્હાય. આવોને.
આ ભવરણમાં હું થયો કાયો,
છેડોરે મારા દુઃખનો નવ આવ્યો;
રસ્તો સાચો કોઇએ ન બતલાવ્યો,
તેથીરે અંતે અધિક હું પસ્તાયો,
પોકારો સુણીને કરજો કૃપા જગરાય. આવોને.
બેલીરે હાવે કોઇ નથી મારૂં,
જ્યાં ત્યાં ભાસે ઘમઘોર અંધારૂં;
આશા હું હવે બીજાની કયમ ધારૂં,
મુખેથી એક શ્રીહરિ પોકારૂં,
દૃષ્ટિરે નાંખો જેથી પીડા સહુ જાય. આવોને.
વિજ્ઞપ્તિ આ મારી ઉર ધરજો,
જનિમૃતિ પીડા મુજ હરજો,
પ્રભુ પ્રીતે અંતરમાં વરજો,
રવિ જ્ઞાન અતિ હૃદયે ભરજો;
જેથીરે મારો દશદિશ જય જય થાય. આવોને.

---

## ગીત.

પદ. ૧૭. ( આજે મારે આનંદ ઉર ઉભરાયરે. એ. લય. )
આવો મારે અંતરે નરહરિ રાયરે,
જેથી મારાં સર્વે દુઃખો પળી જાયરે. ધ્રુવ.
ધાર્યું સર્વે કાર્ય સરળ મુજ થાયરે,
વૃત્તિ નિશદિન આજ પ્રભુના ગુણ ગાયરે. આવો૦

ભવસિંધુ આ દુઃખ દરિઓ દેખાયરે,
થાતાં પ્રભુજી આપ કૃપા તે તરાયરે; આવો૦
આ ભવરણમાં કંટક[1] બહુ ભોકાયરે,
તેથી મુજને પીડા અતિશય થાયરે; આવો૦
કામ ક્રોધાદિ ષટરિપુ જેહ ગણાય રે,
સર્વે જન તે માંહિ ડુબતા જણાય રે; આવો૦
જોયું જગમાં ફરી ફરી સદ્દગુરુ રાય રે;
પણ નવ કોઇ બેલી પ્રભુ મારૂં થાય રે;— આવો૦
ન્યારૂં સર્વે આ જગમાંહિ ભળાય રે,
આપ પ્રભુ વિણ મિત્ર ન કો મુજ થાય રે;— આવો૦
વિજ્ઞપ્તિ આ સ્વીકારો ઓ પિતાય રે,
જુઓ વિચારી આપનું બાળ કયાં જાય રે;— આવો૦
કૃપા કરિ દો દર્શન નરહરિ રાયરે,
જેથી અંગો અંગે આનંદ ઉભરાયરે;— આવો૦

---

## साधक बन्धुआने हृदयाआकाशमां गति करवा निमंत्रण.

પદ. ૧૮. ( આવે કયાંથી મધુરી મધુરી સુવાસ એ લય. ).

આવો આજે બન્ધુ ? હૃદય આકાશ,
કરી રહો નિત્યે મૂર્ધામાં નિવાસ;— આવો૦
બહિર વૃત્તિ વાળી અંતરમાં, ભુપરથી ગતિ કરજો સ્વરમાં,
થશે સદ્ય ત્યાં મન મળનો વિનાશ;— આવો૦
ગુરૂ મંત્રની અહો ધુન્ય લગાવી, ચિતિ જ્યોતિ અંતરમાં જગાવી.
નિર્ખી નૃહરિ હરજો જીવનો આ પાસ;— આવો૦
અદ્દભુત ઉન્નતિ પછી અનુભવીને, સ્થિત સદા શિખર પર થઇને,
આનંદે ઝુલજો નિર્ભય રહી ચોપાસ;— આવો૦

---

૧ આંધા આથી તથા ઉપાધી વિગેરે.

## શ્રી इष्ट स्वरुपमां तन्मय थनार वृत्तिना उद्गार.

પદ. ૧૯ ( પામ્યો પામ્યો પદમણિ નારી હો એ લય. )

આજે પ્રભુ સ્વરૂપે વૃત્તિ વાળી હો
દેજો દુઃખજ સઘળાં પ્રજાળી;— આજે૦
નિત્ય સુમતિનું દાનજ દેજો, મિથ્યા આ માયાના મોહને હરજો,
વિકાર સર્વે ટાળી હો;— આજે૦
દેહ મનુષ્યનો સફળ કરજો, જીવપણું ટાળીને શિવપદે ધરજો,
આપ સન્મુખ રહ્યા ભાળી હો; આજે૦
વિષય ચિંતન સમૂળગું ટાળો, ક્રોધાગ્નિને મુળથી પ્રજાળો,
અહંપદ દ્વેષ ઓગાળી હો; આજે૦
હું અંધનું અજ્ઞાન બિલાવો, જ્ઞાન ભાનુ મુજ હૃદયે ખીલાવો,
અવિદ્યા આવર્ણ બાળી હો;— આજે૦
જ્ઞાન કે યોગને હું નવ જાણું, નિશદિન માયાના ભોગો માણું,
વૃત્તિ ભકિતમાં નથી વાળી હો;— આજે૦
વૃથા આ માયાનું ભાન ભુલાવો, આપ સ્વરૂપમાં નિત્ય ઝુલાવો,
રાખો ન 'અપ્રેમની જાળી હો;— આજે૦
કર્મનાં બન્ધન પ્રભુ કાં ન છોડો, સેવક પ્રતિ શું અપ્રીતિ જોડો,
નિજ સ્વરૂપે વૃત્તિ ઢાળી હો;— આજે૦
તત્વવિચાર મુજ હૃદયે પ્રવેશો, જેથી જડે મુને અભ્યંતર દેશો,
ચર્મ ચક્ષુ દોને ટાળી હો;— આજે૦
નિજ શિશુને નિર્ભય કરજો, અનુગ્રહ કરી નિજસ્વરૂપે ધરજો,
(જેથી) રહું ચિતિસ્વરૂપ નિહાળી હો;— આજે૦

---

## अंतर स्वरने श्रवण करती वृत्तिनो अनुभव.

પદ. ૨૦.

આવે શો સ્વર આ, પ્રભુના પ્રદેશમાંથી.
છોડે જીવવેષમાંથી, ટાળે માયા દેશમાંથી—પ્રભુના પ્રદેશમાંથી; ૧
શ્રવણ કરવા તત્પર થાઓ, બન્ધુ આત્મ સ્વરૂપમાં આવો,

આવો ઝટ આવોઃ—(૨) આવે શો૦ ૨
એ સ્વરને જે શ્રવણ કરતા, ને તે માર્ગે જો અનુસરતા,
સત્વર શીખરે ઠરતા, જન ઠરતા— આવે શો૦ ૩
અંધકાર અજ્ઞાનો ટાળે, જો સુણવાને વૃત્તિ ઢાળે,
તો ન્યાળે ચિતિપતિ ન્યાળે.— આવે શો૦ ૪
જીવ મટે જગમાંથી ભ્રમતા, થાએ શિવ સ્વરુપ અનુભવતા,
રહે રમતા પ્રભુમાં રમતા— આવે શો૦ ૫

## आत्मानुं अद्भुत बळ तथा स्वरनो संदेशो.

પદ. ૨૧. ( વિષય વાત મમ માત. એ લય. )
આત્મસ્વરૂપનુ અદ્‌ભુત બળ હા ! અનુભવવામાં આવે છે.
ब्रह्मगुहाથી સનનન કરતો સ્વર મમ શ્રવણે આવે છે;— અ૦
એ મનુષ્ય ધારે તેવો થાતો, સ્વર એ એમ જણાવે છે.
સત્પુરૂષાર્થ વડે જન જીવ મટી, શિવ રૂપે સોહાવે છે;—અ૦
એ દૈવી સાધન પ્રભુ તેને તો, પરમાત્મા મેળાવે છે,
અષ્ટ સિદ્ધિ નવ નિધિ તેના, દાસ થવા મન ભાવે છે;— અ૦
એ વિશ્વ તણાં સઘળાં સામર્થ્યો, સ્વલ્પ પ્રયાસે ભળાયે છે,
દુર્લભ દુર્ગમ તેને ન કાંઇ, સુલભ સુગમ સહુ થાયે છે;— અ૦
એ દૈવી નૃત્ય તેના પ્રાગણમાં, હરનિશ ધુન્ય મચાવે છે.
અકથ્ય સુખમાં મ્હાલે તે જન, દેવો જ્યાં ઝુલાવે છે;— અ૦
એ પરમાત્માનો કૃપાપાત્ર એમ, નામ જે વિશ્વે ધરાવે છે,
તે નરહરિના રૂપ થતો સદ્ય, દેવો શિર નમાવે છે;— અ૦

---

## वंदन.

પદ. ૨૨. ( કલ્યાણ. )
આજ પ્રેમથી વંદીએ પ્રભુ, ટાળી ક્રોધ બોધ આપો શાંતિથી વિભુ,
બાલ આપના પ્રેમે આજે, સ્તુતિ કરીએ મહારાજ,
ટાળી અવિદ્યા વિદ્યા આપો, સુખ થાવાને કાજ;— આજ૦
અજ્ઞાનો આ સમુળ હરીને, દોને જ્ઞાનનું દાન,

જેથી ઉચ્ચપદ જઈએ સત્વર, ટાળી સહુ અભિમાન;—આજ૦
દુઃખ સમૂળાં દૂર કરીને, દો અવિચળ પ્રભુ સુખ,
આઠે યામ ભજીને પ્રેમે, થઇ રહીએ અભિમુખ;— આજ૦

## सद्विचार एज सुंदर आकृति करवानो प्रथम उपाय छे.

પદ ૨૩. ( પારકાને કહેતો જે પાઘડી બળે છે. એ લય. )
આકૃતિસુંદર કરવાને આ વારી, ઈચ્છા હોય બન્ધુ! જો સાચી તમારી,
તો યોગી મુનિયોએ શિખવ્યું છે જે તે તથા, વેદોએ ઘોષને ઉચ્ચારી;
કહ્યું છે જે તે હું કહું છું તમોને, માટે લ્યો અંતરે ઉતારીરે;—
સાબુ તેલ ચોળવાથી આકૃતિ કદીએ, ન સુંદરને સ્વચ્છ તો થનારી,
તથા ઘૃત દુગ્ધનું પાન કરવાથી પણ, આકૃતિ થાતી નવ સારીરે;—
આશય એવો નથી મારો કહેવાનો જે, બાહ્ય ક્રિયા કાંઇ ન કરનારી,
પણ તેની સાથે અંતરના વિચારો, ભેળતું ન કોઇ પ્રેમ ધારીરે;—
બાહ્યાચાર વિવિધ સેવીએ પણ, અંતરે કુવિચાર ને પ્રસારી,
તથા શોક ચિંતાને વ્યગ્રતાથી નાખતા કંઇ, તનના અણુઓ સંહારીરે;—
તેથી ન થાતી આકૃતિ લેશ કોની, (પણ) રહેતી મલીનતાની છારી,
ઉચ્ચ ભાવના પૂર્વક સદાય જો, સુવિચાર ઝરણું રહે ઝારીરે;—
તો સદ્ય થાતી અદ્ભુતતા પ્રકટાવે એવી; રહે જો ઇષ્ટ ધ્યાન સદા ધારી,
આનંદમાં અહોનિશ રહો ઝુલતા, કાં જે ઇશત્વની બારીરે;—
આકૃતિ સુંદર થશે તો તમારી, મતિ મૂઢ જનની જશે સદ્ય હારી,

## हृन्मंदिरमां श्री इष्टने पधारवा प्रार्थना.

પદ. ૨૪. ( ધીમા ધીમા ચાલોને મારા પ્રાણ?. એ લય )
આવો મારે મંદિરે પ્રભુ આજરે,
પ્રભુ આપ આવવાથી અતિ શાંતિ થશે.
દુઃખ, કલેશ, ભય, શોક સદ્ય તો સમી જશે—શિરતાજ રે;—આવો૦
પ્રીતમ પ્રેમ પધારજો, દર્શન દેવા આજ,
સંકટના સ્હાયક પ્રભુ, રાખો મારી લાજ.

નથી માગતો હું બીજું કાંઇ આપ પાસરે,
માત્ર માગું પ્રભુએજ ટાળો માયા ત્રાસરે–ઓ ગુરૂરાજરે;—આવો૦
શ્રદ્ધા ધારી જોઇ રહ્યો, આપ પ્રભુની રાહ,
માટે વ્હેલા આવીને, ઓલવજો આ દાહ.
દઇ દર્શન જીવપણું આજ ટાળજો,
કરી કરૂણા પ્રભુજી આજ સામું ભાળજો—મહારાજરે;— આવો૦
ભ્રાન્તિ સૌહુ ઓગાળીને, (કરો) આપ ચરણમાં લિન,
દાસ આપનો જાણીને, ગણશો નહિ કદી ભિન્ન.
હુ પણું ઓગાળી શિવ સ્વરુપે સ્થાપજો,
હારી શિરે હસ્ત અભય વર જ આપજો–નૃહરિ રાજરે;—આવો૦

---

## હવે શાની વાર છે ?

### પદ ૨૫.

આવવાને મુજ ઉર કહોને શાની વાર છે,
કહોને શાની વાર પ્રભુ, કો'ને શાની વાર છે;— આવવાને. ૧
એક ચિત્ત ધ્યાન પ્રભુ આપનું હું ધારૂં,
અષ્ટ યામ આપ નામ મંત્ર હું ઉચ્ચારૂં,
પૂર્વ સ્થિતિ કરતાં ફેરફાર છે, હાલ ફેરફાર છે;—આવવાંને. ૨
દુઃખ, કલેશ, ભયથી ભલે જો પ્રભુ તાવશો,
પણ મુજ પ્રતિ ન પ્રભુ હાવે જરી ફાવશો;
શિર માગશો તો તૈયાર છે, દાસ આ તૈયાર છે;—આવવાને. ૩
નૃહરિ પ્રભુ આપ શિશુ થઈને કેમ હાવે હું,
મિથ્યા જીવત્વ તણા વેષને ભજાવું હું;
આપ પ્રેમ રસ પી પાનારછે, અન્યને પાનાર છે,–આવવાને. ૪
માટે કૃપા કરી વ્હાલા ઉરે વ્હેલા આવજો,
નિજ શિશુને ગુરો ! વધુના ટવળાવજો,
આપ સ્ફુર્ણે અનુસરનાર છે, આપને જોનાર છે;—આવવાને. ૫

---

## श्री इष्टने दर्शन देवा विज्ञप्ति.

પદ. ૨૬. ( અંતરની પ્રીતડી ચખાડોરે. એ લય. )

આપ સ્વરુપ દર્શાવોરે વાલમા, આપ સ્વરુપ દર્શાવો.
અમે સર્વે બાળ આપના છૈએ,
ઝાઝુ હવે ન તલસાવો રે;— વાલમા૦
સુષ્ક આ કંઠ થયા જુઓ સર્વ વત્સના,
માટે પ્રભુ ન તરસાવો રે;— વાલમા૦
સબળ થવાને તથા પોષણુ પામવા,
અમૃત વૃષ્ટિને વર્ષાવો રે;— વાલમા૦
ગજને છોડયો તો વ્હાલા દર્શાવી આપ રુપ,
( અમને ) માયા જાળેથી છોડાવોરે. વાલમા૦
ઉગાર્યા મંજારી બાળ નિભાડેથી તેમ પ્રભુ,
(અમને) બળતા ભવ દવથી બચાવોરે. વાલમા૦
સુધનવાને, બળતી કડાથી બચાવ્યો નાથ,
અમને ન તેમ કદિ તાવોરે. વાલમા૦
પંચાળી પટકુળ પૂર્યા પ્રેમ કરીને તમે,
ઇચ્છિત અમારાં પૂરાવો રે. વાલમા૦
ટવળાવી છેલ્લે કયારે પાણી પાસો નાથ કહો,
તેમાં લેશો શું તમે લ્હાવોરે. વાલમા૦
આપના છૈએ માટે આપને કોઇ દિન,
બોલાવા કરશું મૈળાવો રે. વાલમા૦
નૃહરિ પ્રભુ માટે આપ કૃપા આજ કરી;
નિજ શિશુને મુખ બતાવો રે. વાલમા૦

---

## आत्मानुभव.

પદ. ૨૭.

આત્મ સ્વરુપને અનુભવી નિત્યે, વિશ્વે નિર્ભય મ્હાલું,
તરી જઉં સત્વર સંસૃતિ દુસ્તર, ભ્રાન્તિ સર્વ નિવારૂં;

બહિર દૃષ્ટિ વાળીને વૃત્તિ અંતર માંહિ ઠારૂં. આત્મ૦
હું તું તે આ ભેદ વિલાવી, જીવનો વેષ આ ટાળી;
હણી ભ્રાન્તિ લહું અતિ શાન્તિને, ઉરનું તિમિર પ્રજાળી. આત્મ૦
રુપાતિત સર્વાતિત માયાતિત થઈ સ્થિત સ્વરુપે,
પૂર્ણ સ્વતંત્ર થઈ પછી વિશ્વે, ખેલી રહું ન ભવ કૂપે. આત્મ૦
પ્રતિદિન પ્રગતિ પંથે પળીને, કરૂં મુજ મહદ્ ઉન્નતિને,
અંતર સ્વર શ્રવણે ધરી અનુસરૂં, પ્રભુની અદ્‌ભુત કૃતિને. આત્મ૦
શિખરે સ્થિત થઈ બ્રહ્મપદે જઇ, અંહ બ્રહ્માસ્મી ઉચ્ચારૂં;
તત્વમસિ તત્ થઈ રહી આપે, તરી હું અન્યને તારૂં. આત્મ૦

---

## श्री इष्टना दर्शनार्थे साधकोने निमंत्रण.

પદ. ૨૮. ( મોરી કામનીયા. એ લય. )

આવો સાધકો આજે પ્રભુ જોવાને, દશ દિશ જય ગાજે દુઃખ ખોવાને.
શ્રદ્ધા આસન પર બેસીને, ધ્યાન ધરોને આજ;
તો હૃદયે આવીને વસશે મહામંગલ મહારાજ. આવો૦
કામ ક્રોધ ને લોભ મોહને ત્યાગી દો ને ભ્રાત;
વિષય સુળથી ટાળીને અહંપદને મારો લાત. આવો૦
આશા તૃષ્ણા છોડી સર્વે કરો પ્રભુ પર પ્રીત;
શાન્તિને સેવો સદા તો, સુખ થાશેજ ખચીત. આવો૦
શ્રદ્ધા સાચી પ્રકટ કરીને, પ્રેમ ધરો પ્રભુ માંહ્ય,
તો સર્વે દુઃખ વામશે, ભ્રમવું પડશે નહિ કયાંય. આવો૦

---

## हृनभमां चिद्रवीने अनुभवती वृत्तिनो आनंद.

પદ. ૨૯. ( ઘરની શોભા છે ઘરવાળી. એ લય. )

આ શું થાએ હૃદય સદનમાં, પ્રકટયા ચિદ્રવી શું મુજ તનમાં. આશું૦
દારૂણ અંધારૂ હતું દશ દિશ, ભૂનભ અનલ અનિલમાં,
જળહળ જયોતિ અજબ પ્રકાશી, આ ક્ષણ મુજ અંતરમાં. આશું૦
એક કાર્ય મુજથી નવ થાતું, સહુઆ કરૂં હવે ક્ષણમાં,

એ બળ કયાંથી આવ્યું મુજમાં, પડે ન કાંઇ સમજણમાં. આશું૦
ચિંતા શોક ભય આદિ હતા જે, વિકાર ષડ્‌રિપુ તનમાં,
રહ્યા હવે નવ દેખાતા તે, કોઈ સ્વરુપની ધુન્યમાં. આશું૦
સ્થિતિ મ્હારી અદ્યાપિ હતી જ્યાં કે માયાના વનમાં;
હવે ઉચ્ચ શિખરે થયો હું, સ્થિર સ્વરુપ શોધનમાં. આશું૦
જીવ એવું હું હતો માનતો, આજ સુધી હું ભ્રમણમાં,
ટળી સ્વરુપ અંધારૂ હાવે, રહો સ્વરુપ રમણમાં. આશું૦
અજ્ઞાન આવરણ રુપી હતો જે, પડદો આ મુજ મનમાં;
પ્રકાશ જ્ઞાન રવિનો થાતાં, વસ્યો હું બ્રહ્મ ભુવનમાં. આશું૦
નૃહરિ પ્રભુનો અનુગ્રહ સાચો, જાણ્યો હવે આ ક્ષણમાં,
અંતરથી કહેવાતો ન કોને, શ્રોતા પડે મુઝવણમાં. આશું૦
સત્ય સ્વરુપની જ્યોતિ પ્રકાશી, દશ દિશ આનંદનમાં,
જાણે તે જન ભ્રમતા મટતા, રહેતા મૂઢ ભવ વનમાં. આશું૦

---

## श्री इष्टने अंतरमां पधारवा आह्वान.

પદ. ૩૦ ( મોરી કાચનીયા. એ લય. )

આવો આવો પ્રભુ આજે મુજ હૃદય વિષે,
આનંદ ઘોષ ગાજે પ્રભુ દશ દિશે. આવો૦
નિર્મળ કોમળ હૃદય આસને, વિરાજો પ્રભુ ધરી પ્રીત;
અપૂર્વ પ્રેમ દર્શાવો પ્રભુજી, દ્રઢ થાએ મુજ ચિત્ત. આવો૦
માયા પાસમાં હું ઘુંચાણો, થઇ રહ્યો છું કંગાલ;
દયા કરી દુઃખ સર્વે ટાળો, આણી મુજ પર વ્હાલ આવો૦
સદાય અંતર વસીને પ્રભુજી, શાન્તિ કરો અમાપ,
સેવકને સુખ થાવા માટે, ટાળો સર્વે તાપ. આવો૦
ગગન વૃત્તિ ચઢાવજો પ્રભુ, જ્ઞાન આપી ઉલ્લાસ,
ધ્યાન યુક્તિ બતાવીને મુજ, હૃદયે કરજો વાસ. આવો૦
માયા સુખ મારે નવ જોઇએ, છે માયામાં દુઃખ,

મોહ પાસ લપટાયો પ્રભુજી, નવ દીઠું કંઈ સુખ. આવો૦
જળ દેખું પૃથ્વિ પરે બહુ, પણ ન મટે કાંઇ પ્યાસ;
પ્રેમામૃત પ્રભુ પાઇને રે, ટાળો સર્વે ત્રાસ. આવો૦
સાચું સુખ મેં તમમાં દીઠું, અન્ય નહિ સુખ કોઇ,
નૃહરિ પ્રભુ નિજ પદમાં સ્થાપી, જીવપદ દોને ખોઇ. આવો૦

———:०:———

## अंतरमां पधारवा श्रीइष्टने निमंत्रण.

### પદ૦ ૩૧.

આવજો—મારા અંતરમાં આજરે,
તાવજો—ના વધુ મહારાજ રે. આવજો૦
મોહ પ્રવાહે દુઃખ દીઠું હે વાલમા,
મળતું ન એક બિંદુ મીઠું હે વાલમા;
વાલમા, વાલમા, વાલમા હો રાખો મારી હવે લાજરે. આવજો૦
બેલી નથી કોઇ મારૂં પ્રભુજી,
જે તે જણાય મુને ન્યારૂં પ્રભુજી;
પ્રભુજી, પ્રભુજી, પ્રભુજી હો સજી આવો હવે સાજરે. આવજો૦
સહુનો હવે મેં પ્રેમ છોડયો હે શામળા,
સમ્બન્ધ આપ સાથ જોડયો હે શામળા;
શામળા, શામળા, શામળા હો હે મારા શિરતાજરે. આવજો૦
સત્વર હવે તો પધારીને પ્રેમથી;
દાસીને સુખમાંહિ ઠારીને પ્રેમથી;
પ્રેમથી, પ્રેમથી, પ્રેમથી, હો કરો સહુ સુજકાજરે. આવજો૦

---

## श्रीनृसिंह शिशु थइने जीवभाव मदेशे भ्रमवानुं नथी.

પદ૦ ૩૨. ( પારકાને કહે તો જે પાઘડી બળે છે. એ લય.)
આપણે નરહરિ નાથ બાળ છૈએ તો,
શાને પછી જીવના વેષે ભટકાઇએ;
દશ્ય જીવો વિષયોના પાસમાં રંગાતા,

તેમ ન કહીએ રંગાઇએ;
ઈર્ષા, અસુયાને અન્ય સવે ત્યારે આપણે,
સાવધ સદા તેથી રહીએરે--
મિથ્યા ડંફાંશો આ મારે છે જીવ તેમ,
આપણુ વહી નવ જઈએ,
નિંદા તથા કરે મિથ્યા લવારા ત્યારે,
આપણુ ગુરૂ ગુરૂ કહીએ રે—
જીવો ફરે છે કંગાલ થઇ વિશ્વે ત્યારે,
આપણે તો મસ્ત સ્થિતિ લહીએ;
અલ્પ દુઃખ આવતાં જીવો ગભરાય,
પણ એવાં અનેક દુઃખ દહીએરે—
ભય, શોક, ચિંત્તાથી વિશ્વના જીવો આ,
ફરતા મુખે ચોપડીને શાહીએ;
ત્યારે આપણુ નિત્ય હસતું મુખ રાખીને,
અખંડ આનંદમાંહિ વહીએ રે—
ખોટ જતાં કોઇ જનો પોક મુકી રોતા ત્યારે,
આપણુ ઉરે મલકઇએ,
કાં જે ગયું નથી પણ અતિ આવશે,
મૂળ તત્વમાં ખોટ નહિ એ રે;
ઉચ્ચ મતિ વાળા છતાં જીવત્વે રત રહી,
ઘર ઘર ભીખ માગતા જોઇએ,
તેમ નવ માગીએ કોઇ દિન આપણુ ભાઇ,
પણ પ્રભુને જઇ કહીએ રે;—
પ્રભુ પ્રાપ્તિ અર્થે કો કાશી ભટકત્તા,
તથા કહેતા ગંગાજી જઇ નહીએ.
ત્યારે આપણે નિજ સ્વરૂપે શમીને,
ભટકયા વિના પ્રભુ જોઇએ રે;—
અજ્ઞાન વશ આ જગત જે જણાય,

ભાઇ તેવા અજ્ઞાની નવ રહીએ.
પણ પ્રભુ પુર્ણ કૃપા અનુભવી અંતરે,
બ્રહ્મજ્ઞાન સિંધુ થઇ રેલઇએ રે;--
મિથ્યા ગુરૂ સાધુ બાવા જોઇને અંજાય જગત,
આપણુ ન તેમ અંજાઇએ.
સાચા હિરા છે કે કટકા એ કાચના,
તેને પરખી ઝટ લઇએ રે;--
અધિકારી કે ધનવાન લોક પ્હેરતા,
વસ્ત્રા તેથી ન મુઝાઇએ,
પણ તેથી ઉત્તમ વસ્ત્રો અંગે ધરી,
કાં જે પ્રભુના બાળ છૈએ રે;
સ્વાન સમ સેવી પ્રવૃત્તિ જીવન ગાળે,
આપણુ ન તેમ અથડાઇએ.
પણ પ્રભુને કાર્ય સોંપીને આપણે,
નિશ્ચિંત શાન્તિમાં સુઇએ રે;--
પ્રભુની ભક્તિ કરી પ્રભુના જેવા થઈ,
દૈવી જીવન અનુભવીએ,
વિજય ધ્વજા ફરકાવીને વિશ્વે,
સાચા નૃસિંહ શિશુ થઇએ રે;—

---

## श्री इष्ट विरहिणी वृत्तिना विरहालाप.

પદ. ૩૩. ( આ તને લાગી સ્વરૂપ શું તાળી. એ લય. )

આવો મુજ મંદિરીએ વ્હાલા, કરતી અહોનિશ કાલા વાલા—આવો૦
પ્રિયતમ પ્રીત કરી તરછોડી, સિધાવ્યા શું બંગાલા,
કે કોઇ સતીએ ચિત્ત હરી લીધું, કરી નયનોના ચાળા;—આવો૦
આપ વિયોગ થયો તે દિનની, જપતી અહીં કર માલા,
જાણું વ્હાલો હમણાં દેસે, દર્શન રૂપ રઢીયાળાં,— આવો૦
નથી ઓઢવા વસ્ત્રો દીધાં, કે વ્હોર્યા નવ તાલાં.

નહિ કદી શુભ શણગાર કરાવ્યા, વ્હાલ કર્યા નિત્ય કાલાં, આવો૦
પણ નહિ પરવા એ સહુ ચિજની, માત્ર માનુ અણિઆળા;
લોચન વિણુ નવ ચેન પડે કંઇ, વચન બોલતા કાલાં,—આવો૦
જો કોઇ સખીને વશ થઈ વ્હાલા, (કે) રોક્યા હોય દઇ તાળાં;
તોપણ મારા સમ છે આવો, કરશો હૃદય નવ કાળાં,
એક ઘડી પણ મારી પાસે, આવી અશ્રુવાળાં,— આવો૦
નેત્રો લુછો નાથ કહુછું, વેણુ નહિ મર માળાં, આવો૦
દીન દાસીની અરજી સુણીને, હે પ્રીય નરહરિ લાલા,
વિયોગ વિરહ શમાવો આજે, ઉપેન્દ્ર પ્રભુ અલબેલા:— આવો૦

---

## अमर्याद सामर्थ्य अर्पवा श्री इष्टने विज्ञप्ति.

પદ ૩૪ ( પોચકું હાથે કરી શિદ થાતો. એ લય. )

ઇષ્ટ મને દેજો સામર્થ્ય સદા એવું, જેથી નવ શર્ણે બીજાને પડે રહેવું,
નૃસિંહ મહેતાને જેવું દીધું'તું, મુજને દેજો પણ તેવું,
અચળ શ્રદ્ધા રાખી રહ્યોતો જેમ સુદામો તેના જેવું રે;—
આ જગના મુઢ જીવોની પેઠે, દુઃખ જ્યાં ત્યાં મારે ન કેવું;
આપજ ટાળનાર છો તેથી મ્હારે, આપને સંભળાવી દેવું રે;—
આપ નિયામક જે માર્ગે દોરો, તે માર્ગે મારે નિત્ય વે'વું,
જાણ્યા મેં આપને સાચા સગા પ્રભુ, (માટે) બાળ આ ઉગારી લેવું રે;—
કોઇની ઓથ નવ લેવા હું ચાહુ કદિ, કે નવ બીજાનાં ચર્ણ સેવું,
સો માંહિ આપ એક શિરે સમર્થ છો તો, કરશો શું નવ અને નેવું રે;—
આપ કૃપા સામર્થ્યે મળશે સહુ, નવનિધ, અષ્ટ સિદ્ધ બેઉ,
અનુક્રમે આવવાને એ માંડશે (જેમ) શામ, લોમ, બુદ્ધને ગરેડરે;—
સામર્થ્ય દેજો સ્વતંત્ર નિત્ય વિચરૂં, નિર્ભય પદનો સ્વાદ લેઉ,
અખંડ આનંદે રમું આપ સાથે, ચર્ણો તમારાં નિત્ય સેવું રે;—

---

## इष्ट वियोगनी वृत्तिना विलाप.

પદ ૩૫. ( ચિતિચંદની આ છાય એ લય.)

ઈષ્ટ વિયોગે સદાય વૃત્તિ મુજ આ વલવલતી. ઈષ્ટ વિયોગે સદાય.
વિણુ ઇષ્ટ મન મારૂં કયાંહિ ન ગોઠે અંતર અતિ આ મુઝાય,
હવે કયાં પળાય પ્રભુને મળાય, સદાય એમ તો ટળવળતી;--
સુઝે ન કાંઈ હવે તો મુજને, શાન્તિથી ન સુવાય,
જવું હવે કયાંય, અતિ દુ:ખ થાય, ઝંખી ઝંખી ભુપર ઢળતી,-
ઓ સખી ! ઓ સખી ! ઓ સખી મારી, સંદેશો કયાં કથાય,
ઘડી નવ જાય, અરે જગરાય,-તણી નથી ભાળજ મળતી;-
જપ તપ કરી કરી હાવે હું થાકી, જોઉં હું ધ્યાનની માંહ્ય,
હૃદ સ્થળ જ્યાંય, ભળાય ન ત્યાંય, વિરહથી નિત્ય હું બળતી,-
છેક શું તરછોડી આમ પ્યારા, રહેમ અહો નવ બાંહ્ય,
કંપી જવાય વિકટ વન માંહ્ય, કરી મુને આજ રઝળતી;-
રે ! રે ! પ્રભુ હાવે વારે વારે, ટળવળવું હજી કયાંય,
નરહરિ રાય, વસી ઉરમાંહ્ય, કરો દૃષ્ટિ અતિ સુખ રળતી;
આપની દાસી કહો હે વા'લા, અન્ય શરણુ કયાં જાય,
જુઓ આ કાય, રૂદનથી ભિંજાય, પ્રભુ વિણુ શાન્તિ ન મળતી;-

---

## आत्माना आधार रुप श्री इष्टने हृन मंदिरमां पधारवा प्रार्थना.

પદ. ૩૬ ( ઘંટ વગાડજો એ લય.)

ઉરમાં પધારજો, મારા આત્મા તણા આધાર. ઉરમાં૦ ૧
આપ પધારો સુખ તવ થાશે, ટળી જશે હૃદયથી કુલેશાગાર; ૨
રજ તમ ગુણુ દોષાદિ સર્વે, ષટ્રિપુનો કરજો સમુળ સંહાર; ૩
જીવપણું આ બિલાવી હવે સદ્ય, કરો અમને નિજ સ્વરુપાકાર; ૪
દેવી જ્ઞાન અતિ અર્પો જેથી, ટળે ઉર અજ્ઞાનનો અંધકાર; ૫
અધોગતિ ટાળી સત્વર હાવે, કૃપા કરો ગગને કરીએ વિહાર; ૬
વિશ્વ વિષે નવ ધરીએ કોની, આશ પ્રભુ આપના વિણુ લગાર, ૭

નિજ શિષ્યોને નિજ સમ કરવા, વર્ષાવો અમૃત વૃષ્ટિ અપાર; ૮
ઉપેન્દ્ર પ્રભુ સદા સ્વરુપે ઠરતાં, થશે દશે દિશામાં જય જયકાર; ૯

## परमात्मा प्रति प्रेम धरवा बन्धुओने विज्ञापना.

પદ. ૩૭. ( આ સાહેલીરે સમજી કરીએ પ્રીત. એ લય. )

આ બન્ધુરે (૨) કરજો પ્રભુપર પ્રીત.
કહું શું વધુરે (૨) ત્યજી દો પ્રીત અનિત.
દશ્યે જણાતું સત્ય નહિ પણ સ્વપ્ન ઉરમાં આણજો
તરુ પર ભળાતું મોતી નહિ પણ બિંદુ જળનું જાણજો
એવો છે દશ વિષ સિંધુ, મળતું નવ અમૃત બિંદુ
પણ પ્રભુ કરુણાના સિંધુરે, છે સિંધુરે; કરજો૦
કર્તા, ભોક્તાનું મમત્વ સહુ, પ્રભુ માંહે વીર તમે સ્થાપજો
મન બુદ્ધિ પ્રભુમાં ગાળી, અષ્ટે યામ હરિગુરુ જાપજો
(તો) પ્રભુ કૃપાથી વિશ્વજ વંદ્યું, તમે સદા થશો પ્રભુ[1] સંઘું
જોઇ તમને હું આનંદુ રે, આનંદુ રે; કરજો૦

## निज शिष्य प्रति करुणा करवा श्री इष्टने विज्ञापन.

પદ. ૩૮ ( ઘેલી થઇરે હું તો એ લય. )

કરો શ્રી હરિરે કરૂણા કરો શ્રી હરિ,
આજે દિન સેવકપર કરૂણા કરો શ્રી હરિ;
આંસુડાં ભરીરે વ્હાલા આંસુડાં ભરી,
આજે પોકારૂં પ્રીતે વ્હાલા આંસુડાં ભરી;
મોહ દૃષ્ટિ જ્યાં ત્યાં ધારી, વિષયોમાં હું પડયો રે;
તેમાં નવ દીઠી કાંઈ કમાણી ખરી;-- આજે૦
ગ્રહ્યું શરણું મેં વ્હાલા, જ્યારથી આપનું રે,
ત્યારથી કરતા લોકો મારી મશ્કરી;— આજે૦
મ્હેણાં એવાં મુખે દેતાં, કટુ વચનો કથી રે,
હાવે ન બાકી કાંઈ જ્યાં મળ્યા શ્રી હરિરે;— આજે૦

---

૧ પ્રભુ સાથ એકાકાર.

મ્હોડેથી મીઠી વાતો વ્હાલા થઇ જે કરે રે,
સંકટ આવે નવ થાતાં સહાય કો જરી;— આજે૦
દૃશ્યના વિષયો સઘળા, હવે જુઠા જાણીયા રે,
નિરખ્યું મે નયને આજે, અનુભવ કરી; આજે૦
આનંદમાં મહાલતો હું, પ્રભુ શિરે લહી રે,
(ત્યારે) નિંદાઓ કરતા, રિપુઓ દ્વેષને ધરી; આજે૦
નૃહરિ પ્રભુ એ હાવે, અમિ દૃષ્ટિ નાખોરે,
જેથી આ દુસ્તર જાઉં, હું ભવરણ તરી; આજે૦

---

## विश्वमां समग्र सुख तथा शान्ति अर्पवा श्री इष्टने प्रार्थना.

પદ. ૩૯.

કરૂં પ્રેમે પોકાર પ્રભુજી હું આવાર, દોને દર્શન દેદાર,
થાએ દુ:ખ સહુ સંહાર (૨)

મિથ્યા માયાનો પાસ, દેખી ઉપજે છે ત્રાસ,
તેને કરજોને નાશ, માગું એ:વિશ્વાધાર. (૨)
કામ ક્રોધ અતિ લોભ, મોહ શોક કરે ક્ષોભ,
રહે તેથી ન થોભ, સુઝે કાંઈ ના લગાર. (૨)
જ્ઞાની પંડિત પરખાય, યોગી સાધુ જણાય,
શ્રીમંતો અતિ ભળાય, તોય સહુ શિર દુ:ખ ભાર. (૨)
રમત ઢીંગલાની થાય, સઘળી સૃષ્ટિની માંહ્ય,
જગત માને સાચું તોય, મૂઢ મતિના ગમાર. (૨)
નિરામય ના જણાય, કો મૃત્યુના ગ્રાસ થાય,
કેવી અધમતા ભળાય, હાય ! હાય ! ના પોકાર. (૨)
જગત દુ:ખે પીલાય, કયાંહિ સુખ ના દેખાય,
આવું રહેશે હજી કયાંય સુધી જગતની મોઝાર. (૨)
જુઠું સઘળું જણાય સાચું, કાંઇ ના મનાય,
રહેવું આવા જગમાંહ્ય, ત્રાસ આપે અપાર. (૨)
રહ્યું મારે ન કોઇ, આપ સામું રહ્યો જોઈ,

માયા પદ દોને ખોઇ, કરો નિજ સ્વરુપાકાર. (૨)
કરો અમૃતની ધાર, હાવે જગની મોઝાર,
સુખ નિરામય આ વાર, દોને નૃહરિ મોરાર. (૨)

---

## વ્યવ્હારનું દૈવી સ્વરુપ કરવા શ્રી ઇષ્ટ મતિ યાચના.

પદ ૪૦. ( હું નિર્બળના બળનાથ. એ લય )

કરજો દૈવી વ્યવ્હાર હું માગું એટલું,
સુણજો પ્રભુ આ પોકાર, હાવે વદવું કેટલું, ટેક૦
ક્ષુદ્ર જીવો આ જગતના જે, ભોગવતા વ્યવ્હાર,
સંકુચીતતા ન્યાળું નજરે, તેમ ન દો નિરધાર;— હું૦
જગ્ત પિતા પ્રતિપાલ કહાવો, હે પ્રભુ જગ્તધિરાજ,
તો નિજજનનાં કાં નવ કાપો, દુખો હે મહારાજ. હું૦
સમદૃષ્ટિને જોનારા હે, ગણશો નહિ પ્રભુ ભિન્ન,
પ્રીત ધરીને બેઠો આજે, જેમ છે જળ ને મિન. હું૦
કોઇને આવે દ્રવ્ય અનર્ગળ, કોઇને ન કોડી હાથ,
ભિન્ન ભેદ શું રાખો આવો, ઘટે ન તમને નાથ. હું૦
બાળ આપનો શું ટવળાવો, હે હરિ વિશ્વાધાર,
આવું કરવું હતું જો પ્રભુતો, શિદ આપ્યો અવતાર; હું૦
આપ સમર્થ શિરે મુજ જાણી, ઝુંઝુ હું દશ દિશ,
પણ પ્રભુ અંતરમાં નવ લાવો, શું ચઢી એવી રીસ. હું૦
ખોટ પડી શું આપતણા ભંડાર પ્રભુ મોઝાર,
આપો માગું થોડું પ્રભુજી, તેથી ન કંઈ ખૂટનાર. હું૦
કટુ વચનો આ શ્રવણ કરીને, કરશો નહિ પ્રભુ રોષ;
છે તેવું હું, કહુંછું આજે, એમાં નથી મુજ દોષ. હું૦
વેણ સુણી આ ઘેલાં કાલાં, હે પ્રભુ જગદધિ નાથ,
દ્રવ્ય અનર્ગળ દેવું હોયતો, કરજો લાંબો હાથ. હું૦
દૈવી આ વ્યવ્હાર કરો, જેથી પરમાર્થ સધાય,
હે નરહરિ પ્રભુ દો એવું મુજ, દશ દિશ જય જય થાય. હું૦

---:૦:---

## ગગનમાં ગતિ કરવા નિમંત્રણ.

પદ. ૪૧. ( અમને પાવન કરવાને, એ લય. )

કરી રહીએ ગગનેજ વિહાર;
દેવો પણ જ્યાં નિવસનાર.
અખંડ રમતા રહીએ યાર,—તે સ્થળમાં સદા,
કરીને જીવના સંહાર,—વેષો સર્વદા;
માયા ભ્રાન્તિની છાર, હરી સહુ આપદા. કરી રહીએ૦
દુ:ખ, કલેશ ને, શોક શમાતો, ભય થાતોજ ખુવાર,
હું તું તે આ ભેદ વિલાતા, જાતાં સ્વરુપે વાર; કરીને૦
પૂર્ણ સ્વતંત્રરુપે થઇ રહેતા, પ્રેમ સિંધુ મોઝાર,
મસ્ત અને નિર્ભય બની જાતા, જ્યાં સુખ શાન્તિ સાર; કરીને૦
પૂર્ણ કૃપા પ્રભુની અનુભવીને જોજો જરાક બહાર,
સમગ્ર સિદ્ધિરૂપ ભળાશો, ઉર ચિતિનો ઝળકાર. કરીને૦
સ્મરી શ્રીનૃહરિ આવાર, થાજો તમે તદા,
દશ દિશ જય જયકાર, રહો મુખે વદા. કરીને૦

---

## ગરબો

પદ. ૪૨.

કક્કે કોટ કપટનો સર્વ, પલકમાં ત્રૂટવારે લોલ.
ખખ્ખે ખોટો માયા ખેલ, ક્ષણમાં છૂટવારે લોલ;
ગગ્ગે ગતિ આ કર્મની જેહ, જીવોની ટાળવારે લોલ,
ઘઘ્ઘે ખુદ ઘનશ્યામ સ્વરુપ, નિરંતર ન્યાળવારે લોલ;
ચચ્ચે ચિદ્દ્ઘનરૂપ થવાને, ચરણમાં લેટવારે લોલ,
છછ્છે છૂટવા જગ જંજાળની, બાજી સમેટવારે લોલ;
જજ્જે જન્મ મરણનાં દુ:ખ, જરાથી છૂટવારે લોલ;
ઝઝ્ઝે ઝટપટ જીવપણાનાં, આરૂઘ લૂંટવારે લોલ,

ટટ્ટે ટળવળવું આ જીવનું, સમુળું ત્યાગવારે લોલ,
ઠઠ્ઠે ઠરવા અવિચળ ધામમાં, ભ્રાન્તિને ભાગવારે લોલ;
ડડ્ડે ડંકો જગમાં કરવા, યશ વિસ્તારવારે લોલ,
ઢઢ્ઢે ઢોલ મૃદંગની સાથ, પ્રભુ ઉચ્ચારવારે લોલ;
તત્તે તત્પર થઇને તનમાં, પ્રભુને પેખવારે લોલ,
થથ્થે સ્થિર થઇને સ્વરુપે, નિજરૂપ દેખવારે લોલ;
દદ્દે દોષ જનોના સર્વ, પલકમાં પળી જવારે લોલ,
ધધ્ધે ધમધમાટ આ જીવનો, સ્વરુપે ઢળી જવારે લોલ;
નન્ને નરહરિ નામ સ્મરણની,-ધુની લગાવવારે લોલ,
પપ્પે પરમાત્મા અંતરમાં, પ્રેમે જગાવવારે લોલ;
ફફ્ફે ફેર આ જીવ શિવ કેરો, તે વિલાવવારે લોલ,
બબ્બે બાહ્યાન્તર શુદ્ધ થઇને, પ્રભુ પ્રતિ આવવારે લોલ;
ભભ્ભે ભણકારા ભયના જે, ભસ્મ થઇ જવારે લોલ,
મમ્મે માયાનાં આવરણો, મનથી મટી જવારે લોલ;
યય્યે યશ વિસ્તરવા જગમાં, ડગવા દેશમાંરે લોલ,
રરરે રગરગમાંહિ વ્યાપવા, પ્રભુ આવેશમાંરે લોલ;
લલ્લે લોહ મટી સ્વર્ણ થાવા, લખ્યું એ લેખમાંરે લોલ,
વવ્વે વેષ જીવોનો જે આ, તે તું પેખમાંરે લોલ;
શશ્શે શય્યા શાન્તિ કેરી, જો આ બિછાવી છે રે લોલ;
ષષ્ષે શેષ ગુણ ગાએ તારા, શારદા આવી છે રે લોલ;
સસ્સે સર્વનું હિત્ત કરવાને, ઉરમાં ઇચ્છજો રે લોલ,
હહ્હે હૃનભમાં જે નિવસતા, તેને પ્રીછજો રે લોલ;
અષ્ટદળ પદમાં જે નિવસ્યા, તે ધ્યાનમાં ધારજો રે લોલ.
અક્ષર ધામ અચળ સુખ જ્યાં ત્યાં, નયનો ઠારજો રે લોલ;
જ્ઞ પદમાં સ્થિત થઇને ધ્યાતા, ધ્યેયમાં શમી જવારે લોલ.
ૐ શબ્દ ઉચ્ચારણ કરીને, બ્રહ્માસ્મિ થવારે લોલ;

## कोइ पण कार्यमां परमात्माने मिथ्या दोष देवो उचित नथी.

### પદ. ૪૩

( ' મતિ શી આ અવળ સુઝે વીર ' એ લય. )

કયમ તું દે છે પ્રભુને દોષ.
સારૂં થાય તો તો મુજ કર્મે, ખોટું પ્રભુએ કીધું
દોષ પ્રભુને દેવાનું તેં, વૃત કયારનું લીધું;—
કર્મ કરે તું જે જે વીર, તે પ્રમાણે સુખ દુખ ભેટે.
શામાટે પછી અનિષ્ટકૃત્યો, કરી તું દુખમાં લેટે;—
ઉચ્ચ કર્મ કરી જોતું વિશ્વે, રંક રાય બની જાતા,
રાય હોય તે રંકજ ક્ષણમાં, અનિષ્ટ કૃત્યે થાતા;—
શુદ્ર હોય તે કર્મ ઉચ્ચ કરી, બ્રહ્મપદે સ્થિર થાતા,
કો દિન સાંભળ્યું છે કે નથી તેં ? વાલ્મિક ઋષિ કહેવાતા;—
કોઇકિ જનો અશ્વે ચઢી ફરતા, કોઇક તખ્ત બિરાજે,
કોઇને મળતાં વસ્ત્રો નહિ નિજ, શરિર વિંટવા કાજે;—
કોઇને સુંદિર છે શણગારો, કોઇને લોહની બેડી,
કોઇ અજર અમર થઈ ફરતા, કોઇ શિર યમની ગેડી;—
કોઇને મિષ્ટ પદાર્થો મળતા, કોઇને ન ખાવા સુકું,
તો પછી પ્રભુને દોષ દેવા તું, શિદને બણગાં પુંકું;
દોષ પ્રભુને દેવા છોડી, ઉચ્ચ કર્મી તું થાજે,
સત્પ્રયત્ને મચીને પ્રેમે, પ્રભુ નરહરિ મુખ ગાજે;—

---

## सदकार्य करवामां जग्तथी लेश पण डरवानुं नथी.

### પદ. ૪૪

કયમ ડરીએ જગથી ભાઈ—
લહીએ કાં ઉર મુરખાઈ. કયમ
ઉચ અને નિર્દોષ ક્રિયા, આચરતાં ડરીયે શાને.
છો જગ જ્યમ ફાવેતેમ બોલે, પણ નવ ધરીયે કાને;—
ડર્યા હોત જો મેહેતા નૃસીંહ, તો ભક્ત બનત શી રીતે.

લૌકિક લજ્જાથી હોત ડર્યાં જો મીરાં, તો ભક્તિ કયમ કરતે;—
નથી ડર્યા પ્રલ્હાદ સુધન્વા, પણ થઇ ગગન: વિહારી,
પ્રભુ સ્મરી પ્રભુ પદમાં ઠરીયા, જો જગમાં યશ વિસ્તારી;
જન્મ પામી આ માનવ કેરો, વળી આર્ય ભૂમિમાં,
જીવપણે શીદ ભટકાઇએ ભાઈ, વશીએ શિવ સંસ્થિતિમાં;—
ઉચ્ચ આશયો ઉચ્ચ ભાવના, કરી ઉચ્ચ વિચારો
આત્મ સ્વરૂપે શમી, તરી જઇએ, દુસ્તર સંસૃતિ આરો;—
પ્રભુની પૂર્ણ કૃપા પામીને, જીવપણું આ હરીએ.
શીખરે સ્થિત રહી પૂર્ણ સ્વતંત્ર, અને નિર્ભય થઇ ફરીએ;—
નરહરિ શિશુ સાચા થઈ વિશ્વે, નૃહરિ રૂપં સઘ થઇએ
ઉપેન્દ્ર પ્રભુ પદ અનુભવી, હરનિશ આનંદે મલકાઇએ;—

---

## વિષય આશક્ત જીવનું સ્વરુપ તથા તેમાંથી મુક્ત થવા સુબોધ.

### પદ ૪૫

(૧ આંધળો આંખો છતાં નથી જોતો એ લય.)

કામ બાણુ જેને વાગ્યાં છે અતિભારી,
દશા તો તેની માઠી નકકી છે થનારી.
હિરો ત્યજીને જે કાચ માંહિ મ્હોતો પ્રીતિ અપાર જેમાં ધારી,
ક્ષણિક સુખોમાં તે લલચાતો પ્રેમે,
(આવી) ઓઢાડી કોણે અંધારી રે;—
ધારીને મોહ નિત્ય વિષયે દોરાતો, નિર્ખીને ઠાઠ માઠ નારી;
ઉમંગ ધરતો તે નિત્ય વ્યભિચારમાં,
રમવાને રાત્રિ દિન જારી રે;—
ખાવું કે પીવું ન કાંઇ તેને ગોઠતું, નિદ્રાને દેતો વિસારી,
અહોનિશ વિચારો અંતરમાં ઘોળાતા,
કોની સાથ કરવી હવે યારી રે;—
અમુક મળેતો આનંદ અતિ ઉપજે, છબી અમુકની છે સારી,
અમુક સાથે હું વિષય ભોગ ભોગવું,

ત્યારેજ મ્હારી હોંશિયારી રે;—
ધન, ધામ, હામ, ઠામ સર્વે તે ખોતો, પીવા વિષય કેરૂં વારિ,
રાત્રિ દિન વિષયે પચીને પછી લેતો,
યમપુરીની વાટ સારી રે;—
છોડી અનિત્ય કૃત્ય આવાં સદા વીર, દેજો વિષય સહુ નિવારી
દુષ્ટ મતિ ત્યાગી શુભ માર્ગે સોહાજો,
મતિ પોતાની સુધારી રે;—

---

## निद्रा वश वृत्तिने जाग्रत करनार श्री कृष्णनी वीणा.

### પદ ૪૬

( રક દાસીની આજ વ્હારે એ લય )

કાન કૃષ્ણજીની આજ વેણુ વાગી સુણી,
હું તો સુતેલી ઉંઘમાંથી જાગી રે;— આજવેણુ૦
ઉઠી બાવરી હું આસપાસ જોતી, મારા ઘરની પછવાડે બધે ગોતી
પણ કયાંહી નવ ભાળ એની લાગી રે;— આજવેણુ૦
શબ્દ કયાંથી આવ્યો તે ન જાણું, શોધું કયાં હાવે મન તો ઘુંચાણું,
ખુલ્લું બારણું મૂકીને હું તો ભાગી[1] રે,— આજવેણુ૦
ગોકુળ મથુરાંને કાશી હું તો જોઈ, વૃંદાવનમાં દીઠું નવ કોઈ,
તેમ તેમ ગઈ શોધવા હું આઘી રે;— આજવેણુ૦
શોધું તોએ ન પાર આવે, કરૂં પોકાર ભાળ કોઈ બતાવે,
તેને આપું વસ્તુ હું મોં માગી રે;— આજવેણુ૦
એટલામાં સંતાએલા દીઠા, નાથ જોયાને દુખ સહુ નીઠયાં,
હું તો જાણતી નહોતી આવા દાગી[2] રે;— આજવેણુ૦
વેણુ સુણી અમૃત રસ પીધો, જોવા કૃષ્ણજીને આત્મ મારો સિધો
હું તે પ્રેમ કરી, કૃષ્ણ પદે લાગીરે;— આજવેણુ૦
કૃષ્ણ નીર્ખીને મોહ ગયો છૂટી, માયા બેડી મુજ પદમાંથી ત્રૂટી,
હાવે થઈ રહીછું હું વૈરાગી રે— આજવેણુ૦

---

૧ અર્થ. ૨ દગલબાજ.

## પોતાના સર્વસ્વ મનાતા પ્રિયતમના વિયોગવિરહથી વ્યાકુલીત વૃત્તિના આલાપ તથા તેને શાન્તવન કરનાર પ્રિય સખી.

પદ ૪૭

**શાન્તવન વૃત્તિ**–કેમ સખી ! બ્હાવરી ફરે તું આ વિશ્વમાં ?
**વ્યાકુલ**–એની તે વાત તું પુછીશ ના મને.
**શા**–કે'ને સાચું અલી તુંને મારા સમ છે,
તુને મારા સમ છિ, તુંને મારા સમ છે
કેમ સખી ! બ્હાવરી.
**વ્યા**–એની તે વાત તું પુછીશ ના મને.
શું પુછેછે ઓ સખી, મારા દુઃખની વાત,
મારૂં સર્વ જતું રહ્યું, ઉરે થતો આઘાત.
કેવાની નથી વાત, જીવવું હાવે શા માટ
ફરી આવો ન ઘાટ કદિ મળશે મુને (૨)– કેમસખી !
વિવિધ વિભવ જેમાં હતા, જ્ઞાન ગુણુ ભરપુર,
આજે થયા તે અણુછતા, ઓ સખી ! મુજથી દૂર,
કરવું કાંઇ નં સુઝે, કાયા માહારી ધ્રુજે,
બોલવવું દુખ તે આ કોની કને (૨);— કેમ સખી !
ઝળહળ જ્યોત શમી ગઇ, થઈ રહ્યો અંધકાર,
પ્રકાશ એવો ક્યાં મળે, કહે સખી તું આ વાર;
આશ કો'ની ધરૂં, ઘાત કરીને મરૂં,
કહેને હાવે કયાં ઠરૂં, બતાવી દે મુને? (૨); કેમ સખી !
**શાન્તવન.**–અકળાઇશ નહિ બેની ઓ, તુજ હૈયાના હાર,
મેળવી આપીશ હું તને, ઉરમાં ધીરજ ધાર,
નથી દૂર તે ગયા, તારી સમીપે રહ્યા;
વચન તેમણે કહ્યાં તે હું કહું છું તુને (૨); કેમ સખી !
કહેજો મુજ પ્રિય પત્નિને; ધરે ઇષ્ટનું ધ્યાન,
વર્તન મુજ સમું કરે, થઇ ગુરૂથી એકતાન,
તો તો સત્વર મળાય, પ્રિય પ્રભુમાં ભળાય,
હું તું તે એક થાય એવું કહ્યું છે મુને (૨); કેમ સખી !

વ્યાકુળીત-ધન્ય ! સખી એ મ્હારી, ધન્ય ! મુજ અવતાર,
ધન્ય ! દિવસ છે આજનો, ધન્ય ! તુજ ઉપકાર;
જે વચન તેં કહ્યું, સર્વ તે ઉરે લહ્યું,
મુજ દુઃખ સહુ ગયું, મળીશ હાવે પ્રભુને (૨) કેમ સખી !

---

'कक्को'

પદ. ૪૮. ( પ્રભુ કેમ ન દર્શન આપે. એ લય. )

કકકો ખરો કરવાને તમારો, સામા સાથે વચન શું ઉચ્ચારો,
ક્રમે ક્રમે પછી વાદ વધારો, કહો તેમાં શું કાર્ય સુધારો. કક્કો૦
દોષ તમારો હોય છતાં પણ, ધરી અન્ય સાથે દ્વેષ,
મોટા પોકાર કરી લઢતા શું, દેખાડવા જીવ વેષરે;--
અન્ય બગાડે છે આપણું એ લહી, ઉરમાં કરી અતિ ક્રોધ,
મિથ્યા વાદ કરી અન્ય સંગે, મૂકો વધારી (શું) વિરોધ;--
પણ આતે સત્ય કે આતે અસત્ય છે, કરો નવ તે કાં વિચાર,
દોષ જોવાની દૃષ્ટિથી નિત્યે, લહો નવ શાન્તિ લગાર;--
નિત્યાનિત્ય વિવેકની દ્રષ્ટિ, રાખી શુભાશુભ નિત્ય,
ખરૂં કહે ત્યાં ખાર ન કરશો, ત્યજવા બહુ દિનની પ્રીત રે;-
હિત્ત જો તાકો તમારૂં તો માનજો, ઉરમાં આ મારો બોધ,
ભલે જગત નિંદે તમને પણ તોએ, કરજો વૃત્તિ નિરોધ;--
ક્રોધ કલેશને દ્વેષ ત્યજીને, ધરી સહુ સાથે સંપ,
આત્મસ્વરૂપ સઉ સ્થળ જોઇને, હરજો બન્ધુ કુસંપ;

---

## जीवत्वनी तथा शिवत्वनी स्थितिनुं स्वरुप.

પદ ૪૯.

કયાં અદ્‌ભુતતા આત્મસ્વરુપની, કયાં વિચિત્રતા જીવત્વની,
કયાં ભયભીત સ્થિતિ જીવ કેરી, કયાં નિર્ભયતા શિવત્વની.
કયાં ગૌરવતા પ્રભુત્વની હા, કયાં આ દૃશ્ય જીવોના વેષ,
કયાં સુંદરતા દેવી વ્યક્તિની, કયાં જીવના મુખ પરની મેશ.

કયાં આનંદ મહોદધિ છોળો, મારે ભૂનભ ને દશ દિશ;
કયાં જીવો દુખ કલેશ તથા ભય, ચિંતાથી પાડે અહો ! ચિશ.
કયાં સ્વતંત્રતા શિવપદની હા, કયાં બંધન જીવો દેખાય,
કયાં દિન થઇને યાચે જીવો, કયાં શિવ સિદ્ધિપતિ લેખાય.
કયાં નિવૃત્તિ દૈવી વ્યક્તિની, રહે વશી શાન્તિ માંહિ સદાય,
કયાં સંકુચીતતા જીવ મનની, કયાં શિવની મર્યાદા વિશાળ,
કયાં સર્વજ્ઞપદે શિવ શોભે, કયાં સમદષ્ટિ શિવત્વ માંય,
કતાં અવનતિ પ્રતિદિન જીવ કેરી, વસે શિવ ઉન્નતિ શૃંગે સદાય.
કયાં જનિમૃતિ ભય દેવો હરતા, કયાં જીવ મૃત્યુ ગ્રાસ થતાય,
કયાં વિષપાન કરે વિષયોનું, (જીવ) શિવ અણુમાં અમૃત રેલાય.
કયાં માયાની જાળે ફસાતાં, તથા ભ્રાન્તિમાં નિવસતાય,
કયાં વિષયોથી અલિપ્તજ રહેતા, (દેવો) કરી માયાની ભ્રાન્તિ વિદાય.
કયાં સ્ત્રી, સુત ધનથી મલકાતા, કયાં શિવ વૈભવમાં વસતાય,
કયાં સુખ દૈવી શિવ સંસ્થિતિનું, કરે કલ્પના જીવ ન જરાય.
કયાં દઢ શ્રદ્ધાથી ભક્તિ કરી, જીવ સ્મરી શિવ શિવરુપ થઈ જાય,
કયાં તળેટીમાં છુંદાતા જીવ, પ્રભુ સ્મરી પ્રભુપદને ના સ્હાય.

---

## असावध मनुष्योनुं स्वरुप तथा तेमनी कृतिनो अनुभव.

### પદ ૫૦

કૃતિ આ જગતની ચાર, જોઇને કંઈ કંઇ અનુભવ થાય
ઉત્તમતાનો શોખ કરે પણુ, ઉત્તમતા ન ધરાય.
ઉત્તમ ફળ હોયે તેમાં પણ, ખાય જો કોહ્યું જણાય;— જોઇને૦
ઉત્તમ વસ્ત્ર ધરે અંગે પણુ, પ્હેરણુ મેલાં ભળાય,
ઉપરના હોય રુપાળા પણ અંતર ગંધાતાંય;— જોઇને૦
ત્યાગી થઇને જગમાં ફરતા પણુ નવ ત્યાગ કરાય,
ઉત્તમ નારી ઇચ્છે ઉરમાં, રોટી પર મન જાય;—
પરમાત્માના પરમ ભક્ત છે, એમ જગતમાં કહેવાય.

પણ ઘર ઘર ફરી ભિક્ષા માગે, શી અદ્દભુતતા ! આ...ય;—
ભગવાં વસ્ત્ર ધરી બાવા કંઈ, ચોળે રાખોડાય,
ગળે ગંઠા રૂદ્રાક્ષ તણા, કાને પણ લટકયા જણાય;—
પણ અંતર નવ ભગવાં કરતા, ઉર શાન્તિ ન જરાય,
ઘણા બ્રાહ્મણો તેજસ્વી શા, ચંદ્ર અમાવાસ્યાય;—
ઉત્તમ વર્ણ છતાં કોઈ જનનાં, તનુ અતિ ગંધાય,
સ્નાન કરે કોઈ બોળી કાઢયું, જેમ વસ્ત્ર કુવાની માંહ્ય;—
મીઠા બોલાં હોય નરનારી કોઈ, પણ ઉરનાં કાળાંય,
મિત્ર થતા કંઇ અસંખ્ય વિશ્વે, પણ સહુ સ્વાર્થ તણાય;—
તિર્થોના સ્થળમાં કંઈ જન કહે, ન્હાતાં પવિત્રજ થાય,
પણ ત્યાંના જન દેખી દ્રષ્ટે, મલીન કહી જવાય ! ;—
અધોગતિમાં નિત્ય અથડાતું, આ જગ તો દેખાય,
પણ સાચા ઉન્નતિના શૃંગપર, વસ્તા વીરલજ કોય;—
જોઇને ઉર આનંદજ થાય,

---

## अमुल्य जन्मने एळे गुमावनार जीवने सुबोधक वचनो.

પદ. ૫૧. ( શિર જોરી શાના પર આવડી, એ લય. )

ખોયો અમુલ્ય જન્મ તારો, ઓ વીર એળે ખોયો અમુલ્ય જન્મ તારો,
મોહ પ્રવાહે તું નિશદિન વહેતો, રહ્યો વિષય ચિંતનારો;—
ભક્તિરુપી નવ નાવ ગ્રહ્યું વીર તેં, ભવમાં રહ્યો ડુબનારો;—
દેવળે દેવળે તું દર્શન અર્થે, કરતો ફરે છે ભટકારો;—
દેહ દેવળમાં હરિ નવ શોધે, કયાંથી પછી આવે સુખવારો;—
મર્કટ સરખું મન રહ્યું ન તુજ હસ્તમાં, સ્થળ સ્થળ કરે છે કૂદકારો;—
તાણી ટીલાં ધરી માળાઓ હસ્તમાં, મુખે રામ રામ રટનારો;—
(તોય) વ્યાકુલતા ઘણી થાતી તુજ અંતરે, ષટ્રિપુનો ભય નવ નિવાર્યો
કાળાં ફાટીને ધોળાં આવ્યાં શિર તોય તેં, વ્યવહાર ભાર ના ઉતાર્યો;
સેવી વૈરાગ્ય નવ ભક્તિ કીધી નાથની, રહ્યો સદાય કાળ છારો;—

ઘડીની નવરાશ લઇને તેં તો કદી પ્રીતથી, પ્રભુ શું બાંધ્યો ન એક તારો;
છોડી હાવે બધી પ્રીતિ સંસારની, માની લેજે બોધ મારો;—
નૃહરિ પ્રભુને શર્ણે જા સવેળા, મટે ફેરો ચોરાશીનો તારો;—

---

## બાહ્ય ક્રિયામાં આડંબર ધરનાર મિથ્યા જ્ઞાનીઓ.

પદ. પર (નહિ ચીજ કોઇ ગળી. એ લય)

ગયા જ્ઞાનમાં ગળી ઘણા જન, ગયા જ્ઞાનમાં ગળી,
ઉપર ટપકે જ્ઞાન બતાવે, જેમ ચમક વિજળી—
પણ ઉંડા નવ ઉતરે કદીએ, અંતર સાથે મળી.— ઘણા જન૦
અમુક વસ્તુ ખાવાથી લાગે, દોષ સર્વને વળી;
અમુક વસ્તુ સેવ્યાથી જઇએ, અન્ન પાણીથી ટળી;—
પ્રભુ ભક્તિ પ્રીતેથી કરવી, જાય પાપ પ્રજળી;
જેને તેને બોધજ દેવા, વાંચે વંશાવળી;—
તિર્થોમાં ન્હાવાથી જાએ, સઉના મનની મળી,
સ્થળ સ્થળ દર્શન પ્રભુનાં કરવાં, પ્રેમ થકી લળી લળી;—
બંગાળી ખાંડજ વાપરવી, બીજી ખાંડ તો બળી.
કંદોઇની મીઠાઇ ખાઇએ તો, જઇએ નહુ વટલી;—
વિશીમાં ભોજન નવ લેવું, જઇએ ભૂખે કળકળી.
નળનું પાણી નવ પીવું જો, પ્રાણ જાએ નીકળી;—
અનાર્યોથી અળગા નિત્ય રહેવું, સતો ભેગું ભળી;
કદી સ્પર્શ થાએ જો તેનો, તો ન્હાવું વસ્ત્ર બોળી;—
શાસ્ત્રોમાં તો આમ કહ્યું છે, શકે કોઇથી પળી.
પાળવું પ્રીતે શુદ્ધજ મનથી, આચારે હળીમળી;—
લસણ ડુંગળીને નવ ખાવું, એમ કહે ઉછળી,
(પણ) દોષ પોથીનાં રીંગણાંમાં છે, સાચામાં નહિ જરી;—
પોતાને બધું ખપતું અન્યને, બતાવે રીત અવળી,
મિથ્યા પાંડિત્ય બતાવનારા, (આવે) જગમાં બહુ નીકળી;—

---

## इष्टाभिन्न व्यक्तिना वियोगनो विरह तथा तेमना उपकार स्मरण.

પદ. ૫૩. ( મુજ પ્રિયતમની સોડમાં આજે ભરાઈશ હું. એ લય. )

ગયા ક્યાં છોડી અમને પ્રાણ, નથી તવ ગુણ ભુલાતા,
ગુણ ભુલાતા નથી ઉરે, થાતી જરી શાતા;— નથી તવ૦
વાગ્યા જે હૃદયમાં ઘાવ કારી, તે ન રૂઝાતા,
તવ ગુણ સ્મરણ કરવા જતાં, શુન્ય મન મતિ થાતાં;—
ઉપકારો કીધા જે વિશ્વપર તે, ગણ્યા નવ જાતા,
રે રે ! ગયા શું નાથ છોડી, અમ હૃદય કંપાતા;—
(આપનો) સંયોગ થાતાં સ્વલ્પ, ઉરના તાપ બુઝાતા,
કહો હાવે ક્યાં ઠરીશું અમે, ઓ જ્ઞાનના દાતા;—
દુઃખી અને દિનને પ્રભુ, તમે ઉંચે લઇ જાતા,
કરવાનું કાર્ય તે છોડી, કીધા આજ (કાં) પછડાતા;—
પ્રભુ આપ સ્થુળ અવલોકી, સહુ આનંદમાં ન્હાતા,
જાણ્યું ગયા જે આપ ચાલી, અશ્રુ આ જાતાં;—
પૂર્વે કહેતા મુખ થકી હજી, દશ્યે દેખાતા, (પુસ્તકના લેખો)
એ વચન પર વિશ્વાસ અમને, છે ન વિસરાતા;—
કીધું ભલે છો હાસ્ય પણ નથી, સ્હેલ કંઇ બાતાં,
અદશ્યમાં પણ જોઇશું ગુરૂ ! તમ મુખ મલકાતાં;—
એટલું થએથી અટકાશું, ન પ્રયત્નને સ્હાતાં,
ઉદ્દેશ કરીશું સિદ્ધ આપને, દ્રષ્ટે દેખાતા;—
નથી પાંખ આપી નાથ અમને, ઉડી દૂર જાતાં,
બેઠા ગગન ગામી થઇ (આપ), રહ્યા અમે ટવળાતા;—
ચિંતા નહિ છે જાણીએ સઉ, આપ આચરતા,
શોધીશું વર્તન તેવું કરીને, આપના પત્તા;—
લાગે અકારૂં જીવન આ સઉ આપવિણ તાતા,
થઈ શુષ્ક કાયા સર્વની, આ હૃદય નિત્ય ઝુરતાં;—
જે હિત્ત દશ્યે સાધતા, તે અદશ્યે સધાતાં,
—રહેજો અમારાં નિત્ય રહીએ, આપ ગુણ ગાતા;—

કીધું જગે જે આપે તેવું, કોઇએ નવ કરતા,
—નિર્ખ્યા નથી પણ નિર્ખીએ, શ્રી વિશ્વવંદ્ય ત્રાતા;—
બહલો કશો વાળી ન, શકનારા અમે પાતા[1],
ઉપકાર નહિ ભુલાય આપનો, પ્રાણ અમ છે જ્યાં;—
શ્રી વિશ્વવંદ્ય પ્રભુ આપને, અવલોકવા જાતાં,
પહેલા નૃહરિ નિર્ખીશું, વિશ્વે-વંદ્ય સમ થાતાં;—

---

## निज शिषुने निज सम करवा श्री इष्टने प्रार्थना.

### પદ. ૫૪

( અંતરરે અહાહા ! એ લય.)

ગુરૂવરરે ! મુજને કૃપા કરી કરો આપ સમાન,
જેથી ભુલું હું જીવપદ ભાન,
ગાળું આપમાં સહુ અભિમાન રે.— ગુરૂવરરે !
અજ્ઞ જીવો ઘણા ઇચ્છિ ધનાઢયની, કરૂણા આ જગમાંહ્ય.
ઇચ્છી હું આપની મહદ્કૃપા પ્રભુ, શમી રહું આપની માંહ્ય રે;
આ દૃશ્યના સહુ વિષયો જાણું, જીવ તણું રહેઠાણ,
અનિત્યે શામાટે પ્રભુ પ્રીત ધરૂં હું, ઉજાપવે અંતે એ હાણ રે;—
દુઃખ ભય કલેષને વશ થઇ રહેતું નિશદિન ચિંતા ગ્રસ્ત,
વિશ્વ, તેવું નવ ન્યાળું હું મુજમાં, કાંજે (આપનો) અભય વર હસ્તરે;
આપ કૃપા વિણ દૃશ્ય આ સર્વે, શુન્ય સમાન જણાય,
નાંખો અમિદ્રષ્ટિ નાથ જરા એતો,
શાન્તિ સહુ સ્થળમાં છવાય રે;—
આપનો થઇને હું આપને જોતો, અન્યે ન ઢળતું ચિત્ત,
કાંજે અનિત્યનું દર્શ કર્યાથી, થાતું ન માનું હું હિત્ત રે;—
સબલ છતાં નિર્બલ સહુ માને, મુજને આ જગના જીવ,
પણ પ્રભુ નરહરિ કૃપય ધારા, કરો ટળી જીવ થઇ રહું શિવ રે;

---

[1] પામર.

## गुरु एज मारु सर्वस्व छे.

### પદ. ૫૫

( કુમ કુમ પાય ધારીરે. એ લય. )

ગુરૂ ! ગુરૂ ! સ્મરૂં હું મુખથી રે, છુટું હું આ ભવદુઃખથી રે,
રાચું ન અન્ય હું સુખથી રે, ઈચ્છું એક હું મુક્તિ રે.
માત તાતને બન્ધુ પણ ગુરૂ ! મારા,
બ્રહ્મા અને વિષ્ણું શિવ એ મેં ધાર્યા,
ગણું હવે નવ ભિન્ન રે, એ મુજ પ્રભુથી,
હું પણ છું એમાંથી રે;— ગુરૂ ! ગુરૂ !

---

## अंतरमां चितिद्युतिना चमकार.

### પદ ૫૬

ચમક અહા!શી ભળાય અદ્દ્ભુત ઉર જ્યોતિ ઝળકાય,
ચિતિજ્યોતિ અંતરમાં આજે, જળહળ પ્રકટી જણાય.
ઘોર તિમિર અજ્ઞાન તથા મન મળ, સઘળા જ્યાં હણાય;—અદ્દ્ભુત !
ચિતિની મહદ્દ કૃપાથી પ્રતિદિન પ્રગતિ પંથે જવાય,
ભ્રાન્તિ દ્વૈત તણી શમી જાતી, અદ્વૈત એક લહાય;—
હું તું તે ત્રિપુટીજ દળાતી એક ઈશત્વ ભળાય,
ત્રિગુણ ઢળતાં સહજ પ્રયત્ને ત્રિગુણાતિત થવાય;—
માયા ભ્રાન્તિ નષ્ટ થતાં, માયાતિત થઈ રહેવાય,
જીવ સ્વરુપ સ્થિતિને બદલાતાં, શિવસ્વરૂપ થવાય;—
જીવ તળેટીમાંથી નીકળી, શિખરે ગતિ કરાય,
ઉન્નતિ શૃંગે નિવાસ કરતાં અદ્દ્ભુત શાન્તિ છવાય;—
અભય સ્વરુપ ચિતિ જ્યોતિ જોતાં ભય નવ કોથી ધરાય,
કલેશ દુઃખ તથા મર્ણાદિક ચિંતા સંહારાય;—

ચિતિ સ્વરુપ અંતરમાં જોતાં, ચિતિસ્વરુપ થવાય,
મસ્ત થઇ આનંદે ઝુલીને અહં બ્રહ્મ ઉચરાય;—

---

## सर्वदा सुखने इच्छनारे श्री इष्ट स्मरण सेव्य छे.

પદ ૫૭. ( આહો જો તમે નેરશ. એ લય. )

આહો જો સદા સત્‌સુખ સાધકો, સ્મરી લ્યોને ઘનશ્યામ,
અનીતિ શેંચે દુઃખ નહિ ટળશે, સુખનું નહિ જ્યાં નામ;—સાધકો૦
નહિ પ્રપંચ છળથી ટળશે દુઃખ, કરી કામ ક્રોધ નહિ પામો સુખ.
હરશે નહિ વિષય સુખ કાંઇ ભુખ;— સાધકો૦
જોયા માયામાં ઘણા, પડીયા દુઃખ મોઝાર,
અનેક વર્ષથી આથડે, રળતા નહિ સુખ સાર.
મિથ્યા આ માયાનો છે વેષ, ઉપજતો અંતર માંહિ કલેશ,
જેથી ભ્રમતા આ ભવને દેશ;— સાધકો૦
મોટા મોટા મુનિજનો, ઋષિ યોગીવર સિદ્ધ,
મિથ્યા માયા કૂપ છે, ( એમ ) અનુભવથી સિદ્ધ કીધ.
( તેથી ) ટાળીને માયા પરનો પ્યાર, સ્વરુપમાં થઇને એકાકાર,
ઉતરીયા આ ભવસાગર પાર;— સાધકો૦
પ્રીતિ દ્રશ્ય પદાર્થની, ટાળી જીવત્વ ગુમાન,
સ્વરુપે સ્થિત થઇને રહે, ભુલીને નિજ ભાન,
બળી દુખ થાશે પળમાં છાર, પ્રકટશે અંતર સુખ અપાર,
મટી જીવ થાશો, શિવરુપ સાર;— સાધકો૦

---

## जगतमां जन्म पामीने प्राधान्य कर्तव्य शुं छे ?

પદ. ૫૮. ( પ્રભુની કૃપાના પાત્ર બન્ધુ એ લય. )

જગમાં જનોનું કાર્ય ધરવું, इष्ट ध्यान, इष्ट ध्यान.
અંતરતણું તિમિર ટળતું, કરતાં પ્રભુ ગુણ કેરૂં ગાન,

નિષ્કામ સદ્ય થવા શું કરવું ? ઇષ્ટ ધ્યાન, ઇષ્ટ ધ્યાન.
તન મનના સહુ ટળતા વિકારો, ભુલાતું સથ જીવ ભાન,
શંકા વિવિધ ટળતી શી રીતે ? ઇષ્ટ ધ્યાન, ઇષ્ટ ધ્યાન.
ભ્રાન્તિ આ માયા કેરી છુટતી, મળતી જો સદ્‌ગુરુ સાન,
પણ જીતવું મન કો સાધને કહો ? ઇષ્ટ ધ્યાન, ઇષ્ટ ધ્યાન.
ચિંતા અને ભય કલેશથી જ્યાં, રહેતાં જનનાં મુખ મ્લાન,
ઇર્ષા, અસુયા ટાળવા શું ? ઇષ્ટ ધ્યાન, ઇષ્ટ ધ્યાન.
દશ દિશ યશ વિસ્તારવાને, વિશ્વે મેળવવાને માન,
કરવું શું પુછું હું તમોને ? ઇષ્ટ ધ્યાન, ઇષ્ટ ધ્યાન.
સ્વાર્થ સિદ્ધિ પામવા કરવાને અમૃત કેરૂં પાન.
પ્રગતિ થતી ભાઈ શું કર્યેથી ? ઇષ્ટ ધ્યાન, ઇષ્ટ ધ્યાન.
ત્યજવા પડે સુંદર મહાલય, (કદિ) થાય ભટકાવુંજ શાન.
પ્રિય મિત્રનું મૃત્યુ થતાં શું ? ઇષ્ટ ધ્યાન, ઇષ્ટ ધ્યાન.
મનના મનોરથ પામવા હણવા, અવિજયનું નિશાન,
દુષ્ટોથી સાવધ થઇ શું કરવું ? ઇષ્ટ ધ્યાન, ઇષ્ટ ધ્યાન.
મિથ્યા પ્રવૃત્તિ છોડી નૃહરિ પ્રભુથી, રહેવું એકતાન,
ઉપેન્દ્ર પ્રભુ રુપ કોણ કરતું ? ઇષ્ટ ધ્યાન, ઇષ્ટ ધ્યાન.
ધરી ધ્યાન સાચુંઇષ્ટનું (ઉર) ફરવું જગે થઇને મસ્તાન. .
સાચા નૃહરિ શિષ્ય શી રીતે થવું ? ઇષ્ટ ધ્યાન, ઇષ્ટ ધ્યાન,

---

## શું કર્તવ્ય છે.

પદ ૫૯. (સંસાર સમજીએ શાણા. એ લય.)

જિજ્ઞાસુ-જગતમાંહિ જન્મી વીરા શું છે કરવાનું ?
જ્ઞાતા-ક્ષણે ક્ષણે હરિગુરુ કેરૂં ધ્યાન ધરવાનું, વીરા એ છે કરવાનું.
જિ૦--જીવો આ રહે છે વિધવિધ, વિષયના ધ્યાને વીરા—
જ્ઞા૦--.અડગપણે નિજ સ્વરુપે, સ્થિર થવાનું વીરા— એ છે૦
-ભય કલેશ ચિંતાથી આ, જનો જે પીડાતા; વીરા શું છે૦
-નિશ્ચિંત થઇને તારે, શાન્તિમાં સુવાનું, વીરા એ છે૦

—શ્વાન સમ જીવન ગાળે, સર્વ વિશ્વ જે આ; વીરા શું છિ૦
—હૈવી જીવન નિર્માયું તારે ગાળવાનું; વીરા એ છે.
વસ્તિપત્રકમાં થાતી ગણના જન કેરી; વીરા શું છે.
તારૂં કાર્ય દશ દિશમાં યશ વિસ્તારવાનું વીરા એ છિ૦
નાના મોટા વેષ જોઇ આ મુઢો મલકાતા; વીરા શું છિ૦
પ્રભુ તણો વેષ જોઇને તારે મલપવાનું; વીરા એ છિ૦
મ્લાન મુખ લઇને ફરતા કંઇ જનો વિશ્વે; વીરા શું છિ૦
તારે અખંડ હસતું મુખ રાખવાનું; વીરા એ છિ૦
માન્ય મેળવતા ઇચ્છે; વિશ્વમાંહિ કંઇ તો; વીરા શું છિ૦
તારે તો સઘળું પ્રભુમાં માન્ય મૂકવાનું; વીરા એ છિ૦
અપશબ્દ ઉચ્ચારે જીવો મ્લાન મુખ કરીને; વીરા શું છિ૦
શીખજે તું અમૃત વાણી ઉચ્ચારવાનું; વીરા એ છિ૦
આશ જો ધરે છે કંઈ જન ધનપતિ કેરી; વીરા શું છિ૦
તારે તો શ્રી પતિ પાસે સદા યાચવાનું; વીરા એ છિ૦
જુઠા દાંભ કરતા કો પ્રભુ પામવાને અર્થે;— વીરા શું છિ૦
કાર્ય તારૂં દ્રઢ શ્રદ્ધાથી ભક્તિ સાધવાનું,— વીરા એ છિ૦
જનો વશ કરવા ઇચ્છે વિશ્વના જીવોને;— વીરા શું છિ૦
કાર્ય. તારૂં સઉ કર્ણોને ધ્યાને રોકવાનું;— વીરા એ છે૦
દશા રાહુ મંગળ કેરી, પનોતિ ગ્રહ નડતાં;— વીરા શું છે૦
ઇષ્ટ કૃપાથી તારે નીડર રહેવાનું;— વીરા એ છિ૦
કથા વ્યાસ કેરી સુણવા કંઈ જનો ભટકે;— વીરા શું છિ૦
તારૂં કાર્ય અંતર સ્વરને શ્રવણ ધરવાનું;— વીરા એ છિ૦
રાજી થાય કંઇ વાદિંત્રો સુણી રંભા ગાને;— વીરા શું છિ૦
તારે તો અનહદ્ નાદે રત રહેવાનું;— વીરા એ છિ૦
અલંકાર મૌક્તિક કેરા, મ્હેરી કો સુખ માને;— વીરા શું છિ૦
તારે દિવ્ય સદ્ગુણ ભુષણ થકી દીપવાનું;— વીરા એ છિ૦
અવનતિને પામી જીવ રહે સદા કલેશાગારે— વીરા શું છિ૦
ક્રમે ક્રમે ઉન્નતિ શિખરે, (તારે તો) વિરાજવાનું;— વીરા એ છિ૦
મિથ્યા પ્રવૃત્તિ શેવે નિજ શિર લહી બોજો;— વીરા શું છિ૦

નિવૃત્તિમાં રહી પ્રભુને ( તુજ ) કાર્ય સોંપવાનું;—વીરા એ છિ૦
નૃહરિ સ્મરીને પ્રગતિ પ્રતિદિન કરજે;— વીરા એ છિ૦
ગાળી જીવપણું શિવપદમાં સદ્ય ઠરવાનું;—વીરા એ છિ કરવાનું

---

## भारतनी अवनतिनुं प्रथम पगथिउ.

પદ ૬૦ મું ( ડાહ્યા સુભદ્રાના વીરાંરે જસોદાના જાયા. એ લય. )

જગમાં કેવા ચાલ સારારે, વર્ણી ના શકાય,
આવા કયાં સુધી ધારારે, રહેશે વિશ્વ માંહ્ય.
સાઠ વર્ષના વૃદ્ધને, બાર વર્ષની નાર,
પ્રેમ કરી પરણાવતા; જ્ઞાની, મૂઢ ગમાર;— વર્ણી૦
વિશ વર્ષની નારી ત્યાં, પતિની ઉમ્મર બાર,
ધનને કુળના લોભથી, જોડાવે વ્યવ્હાર;— વર્ણી૦
આવાં દુશ્કર લગ્નથી, થાએ કલેશ અપાર,
અહ સંસાર નીભે નહિ, પુર્ણપણે તિલભાર; વર્ણી૦
અંધારૂ આ શું વળ્યું, ભારત ભૂમિની માંહ્ય,
જ્ઞાની પંડિત સર્વ જન, મૂર્ખ અને વળી રાય;— વર્ણી૦
ખરીદવા માટી તણું, વાસણ જે જન જાય,
સહસ્ર ટકોરા મારીને પછી લેવા મન ચ્હાય;— વર્ણી૦
તો આ જીવન વાટિકા, ચલાવવાને માટ,
યોગ્ય લગ્ન થતાં નહિ, થાતો તેથી ઉચાટ;— વર્ણી૦
જુઓ અંગ્રેજો તણાં, પ્રેમ લગ્ન આ વાર,
પૂર્વે પણ થાતા જુઓ, સ્વયંવરો અપાર;— વર્ણી૦
જાણો સાંભળો છો છતાં, થઇ શું બુદ્ધિ અંધ,
વીરલ કોઇ નવ પાકતા, થયું જગત શું વંધ;— વર્ણી૦
બાળપણે પરણાવતા, પુત્રોને કરી પ્રીત.
જીવન આખું બગાડતા, શિખ્યા કયાંની રીત; વર્ણી૦
વિદ્યા બળ બુદ્ધિ સહુ, વધતાં નહિ લવ લેશ,
બચપણમાં વિષયે ભળી, કેવા નીકળે વેશ;— વર્ણી૦

ઉદ્યમ કાંઇ સુઝે નહિ, તનુ દુર્બળ થઇ જાય,
વીસ પચીસ થતાં, થતા મૃત્યુ ગ્રાસ જણાય;— વર્ણી૦
પ્રેમલગ્ન વિના જુઓ, જ્યાં ત્યાં કલેશ ભળાય,
બ્રહ્મચર્યના ભંગથી, વદાય હાએ હાય;— વર્ણી૦
પુરૂષ સ્ત્રી ઉભય તણાં, નિશ્વાસે આ જગ્ત,
–નિર્બલ નિર્ધન થઇ ગયું, રહ્યું ન કોઇ સશક્ત;— વર્ણી૦
ક્રુર વિચારો કયાં સુધી, રહેશે જગ મોઝાર,
અંધારૂ ટળીને થશે, કયારે તેજ અપાર; વર્ણી૦
બન્ધુ મારા બોધ આ, ધરજો કહું ઉરમાંહ્ય,
પ્રેમ લગ્નથી તો થશે, જય જય દશ દિશ માંહ્ય;— વર્ણી૦
યોગ્ય વય કન્યા તણું, તથા બાળનું (પણ) તેમ,
(પછી) ગ્રન્થિ બાંધો લગ્નની, (જો) ઇચ્છો યોગ ને ક્ષેમ;વર્ણી૦

——:०:——

## विषयी जीवने जाग्रत करवा डिंडीम.

પદ. ૬૧. (સાહ્યબા રંગ આવોને માણીએ. એ લય.)

જાગજો મારા વિષયી અજ્ઞાનીયો.
ધરી વિષયે ઉમંગ, કરો દુર્બળ શું અંગ;— મારા૦
વિષયો શેવીને દુઃખ પામતા, હજી આવે ન સાન.
સમય આવે પછી વિચારજો,
જ્યારે તૈયાર થાઓ સ્મશાન, ભુલી ભાન; મારા૦
ઇંદ્રવારણું શું વીરા લોભતા, નવ નારંગી એહ,
ઝેર હળાહળ જાણજો,
ક્ષણમાં પહોંચાડી દે એ વિદેહ, પાડી દેહ;— મારા૦
જુઠા કસબ જેવા જાણજો, આ સહુ વિષયો તમામ,
દૂરથી દેદિપ્યમાન દિસતા,
અંતે આવે ન કોઇ વીરા કામ, છોડયું ધામ;— મારા૦
વિષયો ત્યાં દુઃખ સઘ છે રહ્યું, જાણો ઝેરી છે સાપ,
છંછેડયો કે દંશ ઝટ કરે,

થાતું મૃત્યુ તેથી આપોઆપ, પ્રકટી પાપ;— મારા૦
વિષયેથી મન હવે વાળજો, મૃગજળ જેવું ભળાય
જ્ઞાની કદી ન પીવા લોભતા,
જેથી તૃપ્તિ અખંડ નવ થાય, જીવ જાય;— મારા૦
વિષયે મીઠું બિંદુ નહિ મળે, ખારો સાગર નિર્ધાર,
અમૃતમય ભક્તિ પ્રભુ જાણીને,
રહો થઈને તૈયાર, આ વાર, મુજ યાર;— મારા૦

---

## नृसिंह शिशुओने जीवोनुं कर्तव्य सेव्य नथी.

પદ ૬૨

( જય જય પરમાત્મ વિભુતી. એ લય. )

જીવ કરે તેમ કયમ કરીએ, આપણુ નરહરિના શિશુ,
આશ અન્યની શિદ ધરીને, મૂઢાના પદ પૂજશું.
ચજી પ્રભુને નિત્ય રહીએ હર્ષમાં,
ઇષ્ટ ઉપેન્દ્ર શિરે ન્યાળી, પતિતોથી કયમ ધ્રુજશું;— જીવ.
ઇષ્ટ પ્રબોધક મંત્રનો, અખંડ જપીએ જાપ.—
મુર્ધ વિષે સ્થિર થઇ સદા, હણીએ જીવરૂપ ચાંપ,—
ચિતિપતિ નિર્ખી વીરા નિત્ય પ્રેમ ધારીએ;— જીવ.
વિવિધ વિકારે તો શમી, રહે વિષયોથી ગ્રસ્ત,—
આધિ, વ્યાધિ, ઉપાધીથી, જીવ જકડાય સમસ્ત,—
ટાળી તેવો બંધ, સદા હરિગુરુ ઉચ્ચારીએ;— જીવ.

---

## अनित्य दीर्घकाल टकतुं नथी. ते जाणवा जीवने उपदेश.

પદ ૬૩

( જીવ ખોટું આ જીવપણું. એ લય. )

જીવ જુઠું આ દૃશ્યને તું જાણજે રે
ટકે નિત્યે ન પ્રીતિ અનિત્ય;— જીવ.
કાગળ કેરી હોડી ન સિંધુ તારતીરે,

સાધે તેવું આ વિષયો તુજ હિત્ત;— જીવ.
અચળ સુખ નવ વિષયો આ કદી આપતારે,
તથા કરતા ન ઉન્નતિ લગાર;— જીવ.
ક્લેશ, દુઃખ ભય શોક માંહિ સ્થાપતા રે,
ચિંતા, વ્યગ્રતાનો વેષ ધરનાર;— જીવ.
ઈંદ્રવારણા સમાન, સર્વ ભાસતા રે,
સ્પર્શ કરતાં સાથે પ્રાણ હરનાર;— જીવ.
જીવ બંધને નાખીને માયા જાળમાં રે,
અંતર બહિર ઉપાધિ કરનાર;— જીવ.
સાચી તૃપ્તિ તથા શાન્તિ નવ આપતા રે,
ઉરે ઉપજાવે અગણિત ક્લેશ; જીવ.
સદા વૃત્તિઓ અસ્થિર સહુની રાખતારે,
મુખે ચોપડે પ્રપંચ તણી મેશ; જીવ.
જીવ શિવથી વિમુખ સદા રાખતા રે,
કરે પ્રગતિ ઉન્નતિ નહિ જરાય;— જીવ.
સાવધ રહેવું આ વિષયોથી સાધુએ રે,
રહેવું ઈષ્ટમાં ઠરીને સુખમાંહ્ય— જીવ.

---

## स्वार्थी मित्रो केवा होय छे.

પદ ૬૪ ( તમે શા માટે શ્યામ મોલે આવતા નથી. એ લય. )

જુઓ મિત્રો આ જગ્ત માંહિ કેવા તો થતા,
કેવાતો થતા શું સાચા સ્નેહી સમજતા;— જુઓ૦
કો સ્ત્રી મોહાદી વડે, મિત્ર થઇને ધાય,
કો ધન ઇચ્છિત અર્થથી, મિત્ર થવાને જાય.
કેવળ સ્વાર્થ સાધવાના કો અર્થમાં, મિત્ર થઇને ત્યાં દોડતા જતા;
સાચો સ્નેહ બતાંવવા, ભીડે મોટી હામ;
નવ કરવાનું પણ કરે, અતિ પ્રયત્ને કામ.
લૌકિક લજ્યાઓને પણ છોડીને, સ્નેહીને જ્યાં ત્યાં પ્રસન્ન રાખતા;

મોઢે મીઠું બોલતા, પૂર્વે કરવા પ્રીત;
સ્નેહીને દર્શાવવા, ગાતા ગુણ અગણિત.
સ્વાર્થમાં કચાશ કાંઈ આવવા જો લાગી તો,
સ્નેહીની પ્રેમી સ્પૃહા ન રાખતા;—
વીર ઓ મારા એ કહું, જોડા જગમાં પ્રીત,
શુદ્ધ સ્નેહીને શોધજો, નહિ તો થાશે અહીત.
મિત્રો આ જગત માંહિ વ્યવ્હાર કાર્યના,
સાધનો સાધવા ધસીને આવતા;—
સ્નેહ સાચો દર્શાવતા, જ્યાં સુધી હોય જરૂર,
પુન સ્વાર્થ સધાઇ રહે, ઉરમાંહે અક્રુર.
પ્રેમ માંહિ વિઘ્ન કાંઇ આવી જો પહોંચ્યું તો,
સ્નેહીની નિંદાઓ કરતા ભાસતા;—
સુખમાં સદભાગી થતા, હાલ જગતના મિત્ર,
દુઃખમાં કામ ન આવતા, એ મિત્રોની રીત.
એવા અનેક મિત્ર ભાળ્યા આ જગતમાં,
તૃપ્તિ અખંડ કોઇ કાંઈ ન આપતા;—
ક્ષણમાં વીપરીત ભાસતા, ક્ષણમાં પ્રેમ અપાર,
સ્વપ્ન સમા સ્નેહી લહું, અંતરમાં આ વાર.
સંસારના મિત્ર તુચ્છ ગણ્યા મેં હવે,
ઉપેન્દ્ર નૃહરિ અંતિમ ભાવતા;—

---

## वियोग विरह व्याकुल वृत्तिनां श्री इष्ट प्रति रोष प्रयुक्त वचनो.

પદ ૬૫. ( શિર જેરી શાના ઉપર આવડી એ લય. )

જુલમ આવો શું ગુજારો,
ઓ શ્યામ મારા જુલમ આવો શું ગુજારો;.
પરણ્યા ત્યારે મુંજને મળીયાતા નાથજી,
ફરીથી ન આવ્યો મળવા વારો;—
રાખીશ માનીતી કરી તુજ મ્હેલમેં,

એ વેણુને કાં વિસારો;—
આમ શું તરછોડી દાસી આ આપની,
મુજ મંદિરે નવ પધારો;—
અણુમાનીતી છેક કીધી શું વાલમા,
કો'ને પડયો શું વાંક મારો;—
અન્ય સખિયો અતિ સુખમાં વિરાજે,
મુજ શિર પર દુ:ખ ભારો;—
વસ્ત્રાલંકારે બીજી સખિયો શોભાવતા,
મુજને ન કાંઇ શણગારો,—
આવું જો કરવું,-તું પહેલેથી સ્વામીજી,
( તો ) શીદને ગ્રહ્યો'તો હસ્ત મારો;—
કોઇ દિન મારી સંભાળ નવ લેતા,
આતે શું ધર્મ છે તમારો;—
જગતપતિ થઇને સામું ઝાંખી ન જોતા,
તો બીજો શું મ્હારૂં ધોળનારો;—
દીઠી જો ગમતી ના હોઉં તો હે વાલમા,
ભલે કહું છું ઠેર મારો;—
ઝાઝા દુ:ખે હું રિબાઉં છું શ્યામળા,
જુઓ આ દુર્બળ દેદારો;—
સ્વામીનું સુખ સાસરે નહિ જે નારને,
તેનો કયમ જાય જન્મારો;—
એળે અમુલ્ય જીવન વહી ચાલ્યું,
તોએ ન આવ્યો સુખ વારો;—
જેવી સ્થિતિ છે તેવું કહું છું નાથજી,
એમાં ન દોષ કાંઇ મ્હારો;
સંતાઇ રહ્યા હોતો સુણજો આસપાસમાં,
મુજ રંકના આ પોકારો;—
નૃહરિ પ્રભુ હાવે શરણે લઇ મુજને,
ઉત્સંગ આપને બેસારો;

---

### શ્રી ઇષ્ટ જેને સાનુકુળ હોય છે તેને સર્વદા આનંદજ છે.

પદ ૬૬. ( ચિતિચંદ્રની આ છાય. એ લય. )

જેને પ્રભુની છે સ્હાય, રમે તે નિત્ય આનંદે;— જેને૦
ચિંતા કે શોક ન ઉપજે તેને, ક્રોધ ન કદિએ ભળાય,
દ્વેષાદી દળાય, નિર્ભયતા જણાય, શમે તે બ્રહ્માનંદે,— જેને૦
આ સારૂં કે આ છે નઠારૂં, એમ ન અંતર થાય,
તેને જરાય, ભેદ ભુલાય, ભ્રમે નહિ તે ભવ ફંદે;— જેને૦
શુભ વસ્તુ જોઈ નહિ મોહાએ, અશુભે નવ અમુઝાય,
અંતર માંહ્ય, સ્વરુપે શમાય, ગણી ખોટું નહિ તે નિંદે;—જેને૦
વૃત્તિ તૃપ્ત સદા તેની રહેતી, પ્રાપ્તવ્ય વસ્તુની માંહ્ય,
અતપ્તિ ન કયાંય, તેના ઉર માંહ્ય, રહે તે નહિ આક્રંદે;—જેને૦
દારિદ્ર દુખ ન પાસે આવે, દોષાદી વિદૂર પળાય,
અમૃત રેલાય, દશે દિશ માંહ્ય, હૃદે જ્યાં પ્રકટ ચિતિ ચંદ્રે;—જેને૦
મૂઢ મતિના આ જીવ જે જગના; તેની ન તેને સ્પૃહાય,
સ્વતંત્ર વહાય, દુઃખો સહુ દહાય, રહે જ્યાં તે પ્રભુ સંધે[1];—જેને૦
શ્રીમદ્ઉપેન્દ્ર પ્રભુનો જેને, આશ્રય આ જગમાંહ્ય,
ભ્રમે તે કયાંય, શમે પ્રભુ માંહ્ય, પછી તેને સહુ જન વંદે;—જેને૦

---

### જે સમયે જે થાય છે તે યોગ્યજ થાય છે.

પદ ૬૭. ( જય જય પરમાત્મ વિભુની. એ લય. )

જે સમયે જે જે થાતું, તે તે યોગ્યજ થાય છે,
પ્રજ્ઞને શુભ શુભ દેખાતું, અજ્ઞને અશુભ જણાય છે.
પ્રભુ કદિ ના ખોટું, કર્તા વિશ્વમાં,
પણ જડમતિના જગ જીવો, અવળું લહી અમુઝાય છે;—જે સમયે૦
પ્રભુનો આશય તો, નથી જગને દેવા દુખ,
તથા દ્વેષી પણ તે નથી, કે હરે જનનું સુખ.
પળ પળ હિત્ત નિત્ય નાથ, જગનું તો સાધતા;—જે સમયે૦
રંક ક્ષણે રાજા બને, રાયજ ક્ષણમાં રંક.
નિર્ધન, ધનપતિતો, થતો ક્ષણમાં સહુ વિત્ત ભંગ,

---

૧ પ્રભુ સાથે એકાકાર.

એ ન પ્રભુ કર્તા પણ, નિજ કર્મે થાય છે;— જે સમયે૦
માટે સુખ દુઃખમાં સદા, સમ દૃષ્ટિ ધરી વીર,
શુભ કર્તા પ્રભુને ગણી, ધરજે અંતર ધીર.
તો તો તુને સર્વ યોગ્ય, થાતું તો જણાય છે;— જે સમયે૦

## धारेला इप्सितार्थ सिद्ध थवा श्री इष्टने प्रार्थना.

પદ ૬૮. ( લય પુર્વોક્ત. )

જે જે ધારૂં હું મુજ ઉરમાં, કાર્ય તે શુભ કરજો ગુરો !
તથા અમૃત દૃષ્ટિ ધરજો, સ્ફુરે પ્રભુતાનાં અંકુરો.
ધરી હે પ્રભો ! ધ્યાન શમું હું બ્રહ્મમાં,
સ્વપ્ન સમા દૃશ્યને ટાળી, કરૂં આ જીવ પદનો ચૂરો;—જે જે૦
મન મળ સઘળા, ટાળીને કરી ષડ્રિપુનો નાશ,
હું પણું આ ઓગાળીને, કરૂં નિજરૂપે વાસ.
ટાળી માયા ભ્રાન્તિને ઉરે, લહું હું સાચી શાન્તિને;—જે જે૦
અમર્યાદ સામર્થ્ય હે, દઈ મુજને પ્રભુ આજ,
આનંદ ઝરણું રહે, સદા ઝર્યું મુજ ઉરમાંજ
થઇ પછી સ્વતંત્ર રહું મંત્ર જાપ જાપીને;— જે જે૦
પૂર્ણ નિરામય થઇ રહી, ફરૂં નિર્ભય જગ માંહ્ય.
ખેલું બ્રહ્મપદે સદા જ્યાં ન હું, તું, તે, ત્યાંય.
સ્થિત શિખર શૃંગે રહી, કરૂં હું મહદ ઉન્નતિને;— જે જે૦

## विश्वस्वरुप करतां आत्मस्वरुप श्रेष्ट छे.

પદ ૬૯

( શ્રદ્ધા ધારી હૃદયમાં. એ લય. )

જો આ વિશ્વ સ્વરુપે જે સઘળું, તુજને બતાવું હું બન્ધુ,
વિશ્વ સ્વરુપ આ જોવા પહેલા, તુજ સ્વરુપ છે જોવાનું,
આત્મ સ્વરુપ છે સુખ રળવાનું, વિશ્વ સ્વરુપ ખોવાનું;— જો આ.
વિવિધ જાતીના જીભ ભરેલા, આ જગ માંહે ન્યાળી,

ઓચીંતુ જોઈ વિશ્વ સ્વરુપને, જઈશ ન તું કંટાળી;— જો આ.
ક્રોધ કરે કોઇ તે તું જોઇને, દઇશ ન ઉર પ્રજાળી,
ઉરે જાણજે એ વસ્તુ પણ, વિશ્વે જરૂર વાળી;— જો આ.
કટુ વચનો કોઇ જન તુજને કહે, તેથી ન કહિએ ડરજે,
કડું ઔષધ સૌ રોગ હરે છે, એ નિશ્ચય ન વિસરજે;—જો આ.
નિંદા તારી શ્રવણે કરીને, દઇશ ન સામુ ભાખી,
પણ જોને એ મધ ઉપજાવે, ધન્ય ! ગણગણતી માખી;— જો આ.
દુઃખ જો તુજ શિર પર આવે તો, તેથી ન જરી અકળાતો,
દુઃખ રાત્રિ નષ્ટ થતાં ઝટ, સુખનો સૂર્ય ભળાતો;— જો આ.
દુઃખ કલેશથી પીડા પામે, જે આ જગ તે જોતાં,
ઉરમાં નવ કરૂણાને ધરજે, સત્ય દુઃખ એ નથી હોતાં;— જો આ.
રંક અને નિર્ધન સ્થિતિ ન્યાળી, અશ્રુ નવ ખેરવજે,
(કાંજે) મસ્ત અને લક્ષ્મી પતિ જેવો, એવો તું પ્રભુનો જે; — જો આ.
જગત ભલે મૃત્યુને સ્મરીલે, તથા દુઃખથી ટવળે,
સાવધાન થાજે તું જાવા એવા પંથે અવળે;— જો આ.
વિશ્વ કરે જે તે સઘળું તો, તારે નથી કરવાનું,
કાંજે ચિતિપતિ સ્વરુપ તુંજ છે, તે ગુણે અનુસરવાનું;— જો આ.
માટે બન્ધુ ! મારા જોવું વિશ્વ સ્વરુપને છોડી,
ઇષ્ટ સ્વરુપમાં તનમય થઇને રહેવું નિર્ભય પોંઢી; — જો આ.

---

### चिति ज्योति अनुभवती वृत्तिनी निर्भयता.

પદ ૭૦

જ્યોતિ જાગી, ભીતિ ભાગી, મુજ ઉરમાં આજરે.
લગની લાગી નરહરિ પ્રભુશું, ભ્રાન્તિ સર્વે વામી.
થઇ નિષ્કામી, રહી નવ ખામી, પ્રભુ પદ પામી હાં-હાં-હાં.
મન મળ સઘળા આજે નિવારી, ઇષ્ટ પ્રીતિ મેં ધારી.
વૃત્તિ ઠારી, ચર્ણે વિહારી, બની આ વારી હાં-હાં-હાં.
એકમેક થઇ આજ પ્રભુથી, પ્રભુ શું મન મેળાયું.
અતિ ઉભરાયું, હર્ષે ભરાયું, ચિત્ત પ્રભુમાં શમાયું હાં-હાં-હાં.

પ્રભુની દાસ થઇને વિશ્વે, ભકતમાં નામ જણાવ્યું.
હાવે કેમ હુ અભકત થઇ રહું જાણું આગળ જાવું હાં–હાં–હાં.
ઉપેન્દ્ર નરહરિ પ્રભુ મુજ શિર તો, શાને ભય ધરૂં હાવે,
કરૂં મન ફાવે, ન રહું ભવ દાવે, મન નિત્ય પ્રભુ ગુણ ગાવે હાં–હાં–હાં

---

## श्री इष्टने सत्वर दर्शन देवा विज्ञापन.

પદ ૭૧

ઝટ વેગે આવોને મારા શ્યામ, તારૂં નામ હું તો જપતો નિત્યે.
જપતો નિત્યે, થઇ એક ચિત્તે;—
મારૂં ન પ્રભુ તમ વિણ કો બેલી.
હારી ગયો છું હાવે હામ, મૂકી મામ, ઝટ તારૂં નામ.
ખારા આ સંસારે કાંઈ ન દેખ્યું,
ભટકયો હું આઠે યામ, શોધું શ્યામ, તારૂં નામ,
પીડા પામ્યો અતિ આ ભવમાં,
આપી ન કોઇએ હામ, સિધ્યું ન કામ, તારૂં નામ.
સ્વાર્થ સકલ છે, આ સંસારે ભરીયો,
દેખ્યું મેં એ ઠામેઠામ, ગામેગામ, તારૂં નામ.
ગોથાં ખાતો અતિ મુઝાતો,
ન પહોંચાડે કો મારે ધામ, ભટકી આમ, તારૂં નામ
નિજ શિશુ પર દૃષ્ટિ પ્રસારો,
પોકારૂં નરહરિ રામ, દેજો હામ, તારૂં નામ.

---

## मानव तनु एज परमात्मानुं मंदिर छे.

પદ. ૭૨. ( પ્રિતમ ન્હોય પ્રીતની રીત એ લય. )

તનુ તુજ મોંઘું, ગણજે વીર;
કાષ્ટ માટીના ઘડ જેવું નથી, પ્રાસ તનું જે તારૂં.
ઉત્તમમાં ઉત્તમ મળીયું છે, અતિ સુખને દેનારૂં;—તનુ તુજ૦
દ્વેષ, ચિંતા, ભય, શોક મોહાદી, લાગ્યા હોય જે લુણા.
ક્ષમા, શાન્તિ, આનંદ વડે, તું પૂરજે તેના ખૂણા;—

મોંઘામાં મોંઘુ આ તનું છે, કીંમત જેની ન થાતી,
હિરા, મૌક્તિકની તનુ આગળ, કોડી કીંમત લેખાતી;—
આયુષથી નવ તનુ જાણજે, તનથી આવરદા છે,
ઉત્તમ તનુ જો હશે તારૂં તો, આયુષ તેથી વધશે;
પડી દાંત ડાચાં મળી મૃત્યુ,–તણા ત્રાસ જે થાતા,
ઉલટા યોગી પુરૂષો તેને, તો જીતવાને ન્હાતા;—
નર્કની ખાણ ગણી જન બીજા, છોને તનુને નિંદે,
પણ મહા પુરૂષો માનવ તનુંને, પ્રભુ મંદિર લહી વંદે;—
પ્રભુનું મંદિર કે દેવળ આ, છે જે તનું વીર તારૂં,
અન્ય દેવળો ઇંટ માટીનાં, તેથી શું સારૂં થનારૂં;—
અજર અમર થઇ સબલ તનુ ગ્રહી, પ્રભુ જોવાને ધાજે,
સત્વર દર્શન થઈ સુખ રળશે, જ્યાં પ્રભુ નરહરિ રાજે;—

---

## પ્રભુપ્રતિ પ્રેમ ધરવા સુબોધ.

### પદ. ૯૩.

તમે માનો મારૂં સાચું, આજ, આજ, આજ;
જેથી થાશે તમારૂં કાજ, શુભ કાજ, શુભ કાજ. (૩)
અનુભવ જ્ઞાન હું આજ કહું, માનજો સાચું તમે સહુ;
પાણી જાતાં પહેલાં બાંધો પાજ. (૪)
મોહ જ્યાં ત્યાં સદ્ય દુઃખ છે, પ્રભુ માંહિ અનવધિ સુખ છે;
જઈ જમો ત્યાં પ્રેમે ખાજ. (૫)
પ્રભુ વિણ કો વિશ્વે નથી, શ્રદ્ધા ધરો ત્યાં મથી મથી;
રહેશે જેથી તમ લાજ. (૫)
વિષય પંકે પ્રીતિ કરી–તો આવશે દુઃખ ફરી ફરી;
ત્યાં જવા કહું છું હું નાજ. (૫)
પ્રીત પ્રભુમાં પ્રેરી સદા, તે રૂપ થઇ રહેજો તદા;
મળશે જેથી મહારાજ. (૫)

---

## બાહ્ય આડંબર સેવનાર જીવોનું સ્વરૂપ.

પદ. ૭૪. ( લગન તે શું સમજો છો. એ લય. )

તમે સુણો કહું હું કૃતિ વિશ્વ કેરી,
સરસ સમજાવું હું રીત ઘણેરી;-- તમે૦
ધરે જન ધ્યાન ઘણા આ વિશ્વે,
થતું નવ શ્રેય તેનું કાંઈ દિસે;--
બતાવે છે, બા'રથી બહુ જન ચાળા,
ધરે ભાલે ભસ્મ કંઠે રૂદ્રમાળા;--
કરે કથા શ્રવણ ઘણા જન કરતા,
નહિ પણ ભટજી જરી તે આચરતા,--
બ્રાહ્મણ થઇને ઘર ઘર માગવા ફરતા,
છતાં અભિમાન ઉરે જુવો ધરતા;--
(કોઇ તો) નીર્ખી પર નારી નેત્રો નીચાં ઢાળે,
એકાંતે તો શક્તિના ચર્ણ પખાળે;--
કામાદી ક્રોધ સેવે છે આનંદે,
છતાં લસણ ડુંગળી બ્હારથી નિંદે;--
ગાંજા કેરી ચલમો દશ દશ નિત્ય ફુંકે,
છતાં ભારે ગુરુ એવો ભાર જ્યાં મૂકે;--
પરમાત્માનું સ્વરુપ ન જરી જ્યાં ઓળખતા,
છતાં પ્રભુ આવા તેવા એમ કહેતા;--
મૂર્તિખંડન કરતા સામાજીસ્ત થઇને,
(વિચારેન) સ્થિતિ કરતા, વિશ્વે (પોતે) મૂર્તિરૂપ દઇને;-
જગત્ મૂઢ આવા જનોને છે વંદે,
જોતા નથી ફરે છે કેવા એ સ્વચ્છંદે;--
બધું વિશ્વ બાહ્ય આડંબર જોતું,
સાચું શું છે કોઈએ જરી ન ઉરે લેતું;--
માટે બન્ધુ મારા આ જનથી તો રહેજો,
ઉરે સાવધાન સદા તમે થાજો;--

## જીવનનો દુરુપયોગ તથા તેને સુધારવા સુબોધ-

### પદ ૭૫

( હિરે હાથે ગુમાયે ગુમાનમાં. એ લય. )

તમે ખોયું જીવન સમજ્યા વિના,
રહ્યા ભોગી સદાય પરનારીના.
કદી પ્રભુની પ્રીતિને, ઉરે ધારીના,
તથા આત્મામાં વૃત્તિ તમે ઠારીના,
મિથ્યા માયા ભ્રાન્તિને વિલાવીના.
બુદ્ધિ ઉંચી શક્તિમાં ખીલાવીના,
ભકિત શ્રદ્ધાનાં બીજ ઉરે વાવીના,
રહ્યા તેથી દુઃખે શું પીલાઇના;
પ્રભુ અર્થે ખર્ચી જો જુઓ પાઇના,
ફર્યા મોટા થઇશું ભાઈ ગાયના.
તમ દેહ માટે કરતા પણ કાયના.
માત્ર લાવો મુખ જોવા સારૂં આયના,
દેશ જોવા જાવા મંદિરોમાં ચાહ્યના,
પણ ઘર ત્યજી પૈસો ખર્ચાયના;
ધરો દ્વેષ તમે સુખ જોઇ બીજાયનાં,
મનથી તેવું આગળ પડી થવાયના.
થઇ અધિકારી જુઓ મદ માયના;
જીવન વેચી બંધન પણ તે સમજાયના,
કામ ક્રોધના અંગારા ઓલાયના,
શોક ચિંતાથી શાન્તિમાં સુવાયના;
તોય યોગી જુઓ જાણે ગિરનારના,
ભટકે ઘર ઘર ભીખ માગવા સ્હવારના.
જુઓ ભટજી ગંગા ગોમતી કિનારનાં,
પૈપૈ માગ્યા વિના કોઇ દિન જાયના.
સ્હું વધું શું મુખે કથ્યું જાયના,

કોઈને માનવ તનું મૂલ્ય સમજાયના.
પણ હોયજે ખરા પુત્ર માયના;
તેનો સમય અમૂલ્ય એળે જાયના,
ખોટા ખેલ તથા ફંદમાં ફસાયના.
તથા વિષયોના રંગમા રંગાયના;
હતે હિમ્મત હરિના ગુણ ગાય આ,
દેખ્યું વિશ્વ તેણે સત્ય. અન્ય કાંઇના.

———:o:———

## षड्‌रिपुने हणवा सुबोध तथा तेमनां स्वरुपो.

પદ ૭૬

( નાખેલી પ્રેમની દોરી એ લય. )

તનુ તારામાં જો વિચારી રે,
હે મૂરખ મનવા તનુ તારામાં જો વિચારી.
તનુ આ તારામાં શત્રુ ઘણા છે રે;
તેની બાંધી તેં મિત્રાચારી રે,— હે૦
મિત્રો તારા કેવું હિત્ત કરે છે તે,
સુણજે તું વાત વિચારી રે;
કામ મિત્રરે તારો નક્કી તો કાળ છે રે,
મોહની ખુબી અતિ ભારી રે,— હે૦
આગળ થઇ મોહ વીરા મૃગજળે લોભતો રે,
નીર્ખે છે નૌતમ નારી રે;—
દુષ્ટ કર્મોને કરવા નિત્યે એ ધાતો રે.
મતિ જેની વ્યભિચારી રે;— હે૦
દ્રવ્યને ખોતા ન સુખ કાંઇ જોતારે,
કરે આયુષની ખુવારી રે.
લોભ લુચ્ચો હે લાંચ ખાવાને ધાતો રે;
ભરવા ઉદર ભિખારી રે;— હે૦
તેની સંગતિ તુને ઘણું અથડાવે રે,

એસવાદે ન જરી ડારી રે.
પાંચથી, પચ્ચીસને પચાસથી પાંચશે રે,
તેમ તેમ આગળ ઇચ્છા તારી રે;— હે૦
તોયે હુજી તું તો નવ ધરાતો રે,
તૃષ્ણા મળી તુને ઠગારી રે;—
પણ નક્કી જાણજે એ, નથી હિત કરતા રે,
લાવશે દરિદ્રતા ભારીરે;— હે૦
પોતાના દુઃખે બળતો પારકાને સુખે રે,
દેખો દ્વેષની મિત્રાચારી રે;—
મદ મિત્ર તાહ્યરો આ નથી અર્થ સારતો રે,
તેને રાખે તું ધારી ધારી રે; હે૦
મદ જુઓ રાવણ કેરો કંસ પણ એવો રે,
તેને નાખ્યા છે સંહારી રે;—
ચિંતા ચતુરાઇ તુજ હણી લેતી રે;
દેતી વિકળતા વધારી રે;— હે૦
મિત્રતા બાંધીને ભયને લાવતી રે,
હાડ માંસ હરનારી રે;—
શોક શુદ્ધ વિચારોને સદ્ય શમાવી દેતો,
આનંદ નાખતો મારી રે;— હે૦
સર્વ દુર્ગુણો મળી અતિ દુઃખ દેતા રે,
કે'ને કેવી છે મિત્રાચારી રે;—
સાચું સમજીને હાવે દોષને ટાળજે રે,
ગુરુ મંત્રનો દંડ મારી રે;—

---

**कोइ पण कार्य बुद्धि पुर्वक कर्या विना धारेलो इप्सितार्थ सिद्ध थतो नथी.**

પદ. ૭૭. ( મહારાજા નજરીયાં લગ જાયગી. એ લય.)
તારૂં ધાર્યું કહેને તું કયમ તો થશે.
વિશ્વે ફરે છે વીરા ધાર્યું સર્વ તારૂં કરવા,
પણ જો માંડે છે કર્મો અવળાં આચરવા;— કહેને તું૦

આરોગ્ય મેળવવાને નિત્યે પ્રયત્નજ કરતો,
ક્યાંથી મળશે એ કહેને, વિષય ક્રિયે ફરતો;--કહેને તું૦
દ્રવ્ય મેળવવા ઇચ્છે પણ ખરી તકને ખોતો,
પાસા અવળા પડવાથી રંક થઇને રોતો;-- કહેને તું૦
પામવાને માન્ય જગમાં થાતી ઇચ્છા બહુ તારી,
યોગ્યતા આવી છે જો તું અંતરે વિચારી;-- કહેને તું૦
પ્રભુ પ્રાપ્તિ અર્થે તું તો ભટકે ગંગા ને કાશી,
આત્મસ્વરૂપને કહે તેં જોયું છે તપાસી;-- કહેને તું૦
નસકોરાં ઝાલી ચોળી ભસ્મ સંધ્યા જાણે કરતો,
માળા ઝટપટ ફેરવી તું વ્યવ્હારે વિચરતો;-- કહેને તું
આકૃતિ સુંદર કરવા સાબુ તેલ ચોળી ન્હાતો,
સુવિચાર વિણ ફળશે (ભાઈ) ઇચ્છા તુજ કયમતો;-કહેને તું૦
સાચી શાન્તિ મેળવાવાને જ્ઞાન તુજ હૃદયે ભરતો,
પણ તે પ્રમાણે કદિએ નવ અનુસરતો;-- કહેને તું૦
માટે બન્ધુ મારા ધાર્યું કરવું હોય સઘળું તારે,
નિત્ય માર્ગે તું ચાલી હરિગુરુ ગારે, ધાર્યું તો તારૂં સર્વે થશે.

---

## साचो सम्बन्धी आत्माज छे.

### પદ ૭૮

( મારે રાખવું ઘટતુ નિશદીન મુખ મલકાતું રે એ લય. )

તારૂં આત્મા વિણ નવ કોઈ સમ્બન્ધી થનારૂં રે;-- તારૂં૦
ભલે કરે તું મારૂં મારૂં પણ વિચારી તારૂં જોને ઉર,
તો તો તુજને લાગશે સઉ પરભાર્યું રે;-- તારૂં૦
દુઃખ, કલેશ, ભય, શોક સમયમાં. તથા વ્યગ્રતા વ્યાપે ઉરમાં.
તે સમયે જો લાગે ખારૂં ખારૂં રે;-- તારૂં૦
દિવસે હોય સહુ તુજ સાથી, પણ નિદ્રામાં પડતાં રાત્રી;
જાગ્રત થઇ તું જોજે અનુભવ્યું મારૂં રે-- તારૂં૦
વિવિધ રોગે તું રીબાતો. બંધન કોઈ સમે દેખાતો,

કહે ત્યાં છે કોઇ તુજને છોડવનારૂં રે;— તારૂં૦
સ્ત્રી સુત ધન વૈભવ દેખાતા, પણ જ્યાં જીવ મૃત્યુથી ગ્રસાતા,
અનુભવે અંતર ત્યારે ન્યારૂં ન્યારૂં રે;— તારૂં૦
(માટે) સાચો સાથી આત્માને ગણીને, દૃશ્ય પ્રીતિ અનિત્યની હણીને
સ્વરુપે શમી જો જ્યાં છે પ્રભુ પદ ચારૂં રે;—
કૃપાપાત્ર આ જગ છે જાણી, તાણે નિત્ય સંસૃતિની ઘાણી,
તેથી હું આ અનુભવ મુખ ઉચ્ચારૂં રે;— તારૂં૦

---

## સ્વરુપે શમવા સુબોધ.

પદ ૭૯ ( મારા નાથના આશ્રય માંહે. એ લય. )

તારા અંતરે જો તું શમાય,
સર્વે કરણો રોધી પ્રભુ માંહ્ય.
ઇષ્ટ ધ્યાન જો સાચું ધરાય,
ચિતિ સ્વરુપ તો સદ્ય થવાય;— તારા૦
હું આ તું તે સર્વ જ્યાં, આપોપું અળપાય,
તનમનના ટળતા સહુ, વિકારો ક્ષણ માહ્ય.
ભય દુઃખ કલેશ સર્વે હરાય,
નિત્યે નિર્ભય વિશ્વે ફરાય;— તારા૦
વાચક મનોમયથી સદા, ગુરુમંત્ર જાપ જપાય.
ત્યાંથી ઉપાંસુ માર્ગમાં ગતિ સહજે જો કરાય.
તો ક્રમે ક્રમે પ્રગતિ તું થાય.
સ્થિત શિખરે થઇ રહેવાય;— તારા૦
નડે નહિ તુજને કદિ, વિઘ્ન કૈં પ્રતિકુળતાય,
વિશ્વ સમગ્ર સિદ્ધિ તુને, સહજે અનુકુળ થાય.
મસ્ત થઇ ગુરુ ગાન કરાય,
ઈશ કૃપા (ઉરે) અનુભવવાય;— તારા૦

---

## हृन्नभमां श्री इष्टने जोया सिवाय अन्य जे कांइ करवामां आवे छे, ते व्यर्थज छे.

પદ ૮૦ ( મારે હૃદયે વિરાજો. એ લય. )

તારે હૃદયે બિરાજે નૃહરિ રાજ જોને આજ.
શાને ભટકે તું દશ દિશમાં,
ગંગા, ગોમતી, રેવાજી ન્હાએ નાથ નહિ મળે,
ભલે બદ્રીનાથ, દ્વારીકાં કે કાશી આફળે.
કંઠે માળા ધરી–ચોળે ભસ્મ ભાલમાં....જ;— શાને૦
કથા વ્યાસજીની વેગે તું તો સુણવા જતો,
તથા સપ્તાની વાત પણ શ્રવણે ધારતો.
સુણે ભાગવત વાચે કદી જો ભારદ્વાજ;— શાને૦
દેવ મંદિરમાં તાળી કુટી જય જય બોલતો,
સાચો ભક્ત એ જણાવા આમ તેમ ડોલતો.
કાંસી કુટવા મંડે તું તો મૂકી છેક લાજ;— શાને૦
રામ, રામ, રામ, એમ કો તો ઉચ્ચારતા,
પણ કામ, દામ, ભામ ઉર નિત્ય શારતાં.
કાગળ હોડકાથી તરવા ધારે ભવસિંધુ ઝાજ;-- શાને૦
આમ કરવાથી પ્રભુ તો પ્રત્યક્ષ ના થતા,
ઉલટી અવિહિત ક્રિયાથી સદા દૂર તો જતા.
બહિર વૃત્તિ વાળી જોને વીરા પ્રેમે ઉરમાં....જ;-- શાને૦

---

## कोइ पण प्रकारनुं हित्त न साधनार कूटेवने त्यजवा प्रबोध.

પદ ૮૧

ત્યજજો આવી ટેવ બન્ધુ, ત્યજજો આવી ટેવ.
જગને ટેવ પડી છે તેવી, શેવશો નહિ કૂટેવ;
કાં જે તેને શેવ્યાથી નવ થાતું હિત્ત અહમેવ;— બન્ધુ૦
કહે કોઈ ભાઈ શું કરો છો, થયું પેલાનું કેમ,
પેલો જીવે છે કે મુવો કો' કે છે એમનું એમ;-- બન્ધુ૦

પેલો કંઈ ગોઠવાયો કે નહિ, કે છે હાલમાં ઘેર,
ફલાણે પરણાવ્યા પુત્રો કે, હજી ચાલે છે વેર;— બન્ધુ૦
પેલાને કંઈ નફો મળ્યો કે, વ્યાપારે ગઇ ખોટ,
પેલાનું તો નસીબજ રળીયું, પણેથી વાગી ચોટ;— બન્ધુ૦
પેલે તો ઘર માર્યું અમુકનું, પણ ભવિષ્યમાં ભાઇ,
જોજો હવાલ થાએ કેવા, માણે ભલે મોટાઈ;— બન્ધુ૦
પેલોતો દ્વેષીલો છે ને, પેલો નિંદા ખોર,
જ્યાં ત્યાં ચાડી કરતો પેલો, ને પેલો છે ચોર;— બન્ધુ૦
સાસુ વહુને બને છે કે નહિ, કે હજી છે લઢવાડ,
મુતિયામાં કાંઇ રામ મળે નહિ, સસરો છે કોબાડ;— બન્ધુ૦
પેલોતો લુચ્ચો છે માટે, કરશો ન તેનો સંગ,
ધન્ય ! બકો પેલાને ભાઈઓ, રાખ્યો કેવો રંગ;— બન્ધુ૦
પેલે ન્યાત કરી બહુ સારી, મઝા શાકની ચાર,
પેલો તો થઇ બંગજ બેઠો (પણ) મીઠું છે કોણ ધીરનાર;—બન્ધુ૦
આવી મિથ્યા વાત કર્યે ભાઇ, થતું ન આપણું હિત્ત,
માટે નિયમીત વચનો, વદિને ધરો ગુરુમંત્રે ચિત્ત;— બન્ધુ૦

---

## अभिमान ओगाळ्या विना इप्सित पद मळतुं नथी.

**પદ ૮૨.** ( વાલા વેગે આવોરે. એ લય. )

તુજ ઇપ્સિત કહે કેમ ફળશેરે, પ્રભુમાં શીરીતે ભળશે રે,
અભિમાન જો ના ઓગાળીશું હો જી.
કયાંથી તુજને મળશે વીરા સાચું સુખ;— તુજ૦
હું પણું ઓગાળ્યા વિના, ટળે ન કોદી દુઃખ,
અખંડ તૃપ્તિ નવ અનુભવે, હણી સઘળી આ ભુખ,
પણ રહેતું નિત્યે વીરા વીલું તારૂં મુખ.
તે કહે કયાંથી ઝળહળશે રે;— અભિમાન૦
પ્રભુ ભકતો અર્થે તથા પ્રભુની શેવા માંહ્ય,
કાંઇ કાર્ય કરતાં તુને, સહજે લજ્જા થાય,

કરવા ધારે ઉર ખરે પણ લજ્જા ન તજાય,
એ જીવપણું કયારે ટળશે રે;— અભિમાન૦
ભક્ત ગુરુનો થઇ ખરો, ફરતો વિશ્વે નિત્ય,
પ્રભુ ભક્તિ કરવી સદા, કહેતો એમ ધરી પ્રીત,
પણ જોયું નવ તારૂં તેં, સાધ્યું સાચું હિત્ત,
એ ખળતા શાથી ખળશે રે;— અભિમાન૦
જય જય શબ્દ ઉચ્ચારતો, ક્ષણમાં સહસ્રજ વાર,
પણ પ્રભુપદ સેવા મહીં, થઈ રહે ઠંડો ગાર.
બાસુદીપુરી ઉડા–વા થાતો તૈયાર,
એથી ( તુજ ) દહાડો શું વળશે રે;— અભિમાન૦
માટે બન્ધુ માહારા, માની મારો બોધ,
સાચો ભક્ત જગે થઈ, કર હુંપદ નિરોધ.
તન્મય થઇ ગુરુ તાનમાં, કરી સ્વરુપનો શોધ,
તો અખંડ સુખને રળશે રે;— અભિમાન૦

---

## विषय किचमां कळता जीवने उपालंभ.

પદ. ૮૩. ( ઇષ્ટ સમર્થ શિરે લહે તેને એ લય. )

તુચ્છ વિષય પર પ્રીતિ ધરે તેને ધિક્કાર વાર હજાર છે,
ત્યજી પ્રભુને જે વિષયે રમે તેના શિર પર દુઃખનો ભાર છે.
માયામાં ભુલતો મોહમાં ડુલતો વિષયે જે ઝુલતો રે;
સુખ કયાંથી, મરે મથી;— તુચ્છ૦
નારી પરાઇને નીર્ખતો પ્રોતે તે અંતે અતિ રડનાર છે,
દ્રવ્યને પરહરે આયુષ ક્ષિણ કરે સુખને નત્ર વરેરે.
ભ્રષ્ટ થતી, જેની મતિ;— તુચ્છ૦
ઉચ્ચ બનીને જે નીચને ઇચ્છતો, સમજીને વિષયે સાર છે,
મસ્ત થઇ ફરે મોહે જે વિચરે કોથી તે નવ ડરે રે.
મંદ મતિ, જો શી ગતિ;— તુચ્છ૦
વિષયે ઉન્મત થઇ પ્રેમ ધરતો જે, તે નવ સુખ રળનાર છે,

આચાર વ્યવ્હાર પરમાર્થ મૂકતો, ધર્મને ચૂકતો રે.
લુબ્ધ બની, ક્ષણિ સુખથી;— તુચ્છ૦
ચેતીને ચટપટ ભજ પ્રભુ પ્રીતથી, હજી સમય મળનાર છે,
વિષયો ત્યાગીને પ્રભુપદે લાગીને, જોને તું જાગીને રે.
અંતે નથી, કંઇ સર્વથી;— તુચ્છ૦

---

## आत्म स्फुरणे अनुसरवुं एज इष्ट छे.

**પદ. ૮૪.** ( વાલમજી વેલા વળજો રે. એ લય. )
તું આત્મ સ્ફુરણે અનુસરજે રે હે—વીર મારા.
નવ કોથી પછી તું ડરજે રે ધરી ધીર પ્યારા,
કરજે તું પ્રતિજ્ઞા આજે આત્મા સ્ફુરણે અનુસરવા,
તુજ ઇપ્સિત પદને વરવા, પદને વરવા રે;— હે૦
અનુસરતાં આત્મા સ્ફુરણે ભય, દુઃખ કલેશાદી ટળશે,
ઇર્ષા, અસુયાદી પ્રજળશે, સઘ પ્રજળશે રે,— હે૦
મન મળ સઘળા તુજ ટળતાં, અંતરની શુદ્ધિ થાશે,
માયા ભ્રાન્તિ ટળી જાશે, હા—ટળી જાશે રે;— હે૦
પછીથી શ્રદ્ધા પ્રકટાવી, ઉરમાંહે સાચી ભક્તિ,
હરિ સ્મરવા ધરજે શક્તિ, ધરજે શક્તિ રે;— હે૦
જ્યાં આત્મ સ્પુરણનું ઝરણું, આવે ત્યાં શાતજ થાજે,
નવ વ્યગ્રતામાં સમાજે, કદી તું સમાજે રે;— હે૦
દૈવી વૈભવ પણ તારા, પ્રાંગણ માંહિ રોળાશે,
અમૃત સિંધુમાં ન્હાશે, ( તું ) નિત્યે ન્હાશે રે;— હે૦
માનવ મટીને તું તો, દેવોના પદને ધરશે,
ત્યાંથી પણ શિવરુપે ઠરશે, સઘ તું ઠરશે રે;— હે૦
શાન્તિની નિર્ભયતાતો, રહેશે સઉ સ્થળમાં છવાઇ;
ઉરમાં આનંદ રેલાઇ, રહે રેલાઇ રે;— હે૦
ધારીશ તું જે જે કરવા, જગમાંહિ શુભ ઇચ્છાથી,
થશે કાર્ય તારૂં જ્યાં સાથી, આત્મા સાથી રે;— હે૦

---

## વિચાર ગ્રસ્ત સજ્જનને અન્ય સજ્જને કરેલી પ્રચ્છા, અને તેનો પ્રત્યુત્તર.

પદ ૮૫. (બેની વસુંધરા તપતી છે આજ. એ લય.)

પ્રશ્ન–તું કોઈ વિચારે બંધુ આજ, કે' કંઇ જોઇ મલકાતો ?
ઉત્તર–આ વિશ્વ તણી કૃતિ ચાલે ભ્રાત, તે જોઈ હું મલકાતો.
કંઇ કથા કરે પૌરાણી, બોલી મુખ મધુરી વાણી;
પણ જીવન તેમનું ધુળધાણી ભ્રાત, તે જોઇ હું મલકાતો. ૧
મહાભારત વાંચે મોટાં, શિરપર ચકરાંને ચઢાવી;
ચાળાથી વેષ ભજાવી ભ્રાત, તે જોઇ હું મલકાતો. ૨
સંધ્યાના ધંધા જાણે, ભસ્મો ચોળ્યામાં વસીયા;
ધરે માળા સર્પ જેમ ડસીયા ભ્રાત, તે જોઇ— ૩
પુજામાં હર હર બોં બોં, જય જયથી ચર્ચ ગજાવે,
ઘણા સિતારામ ઉચરાવે ભ્રાત;— ૪
મેળામાં પ્રભુ દર્શનાર્થે, ભટકતા ઘણા જન ભાળું,
પણ (તેમને) વ્હાલું, મિષ્ટ પતરાળું ભ્રાત;— ૫
સામા સામી લઇ તાળી, ગાંડા ઘેલા થઇ નાચે,
બકવાનું જોર બહુ ડાચે ભ્રાત;— ૬
મોટાં ટીલાંને તાણી, ચર્ણામૃત નેત્રે લગાવી,
હું ભક્ત છે એવું જણાવી ભ્રાત;— ૭
ગૌમુખીમાં હસ્તજ ઘાલી, મુખથી બડબડ કંઇ કરતા,
ઉરે વિચાર કેવા ધરતા ભ્રાત;— ૮
પરનારી માતૃ ભગીનિ સમ, એવી શિખ દેતા મોટી,
જોઇ લાગ સ્ત્રીને લે બોટી ભ્રાત;— ૯
સઉને છે પ્રભુ દેનારો, એવું કહે થઇને જ્ઞાતા,
પણ ભિક્ષુક થઈ ભટકાતા ભ્રાત;— ૧૦
કોઈ કહે છે ફળની આશા,–વિણુ પ્રભુ પુજા આદરવી,
એક ચિત્તે ભકિત કરવી ભ્રાત;— ૧૧
પણ પાંર્થિવ કે શિવ કેરી, પુજા કરીને કંઈ જન તો,

કરી ઉઘરાણું ગામે તો ભ્રાત;— ૧૨
તિર્થોના સ્થળમાં કહેતા, ન્હાવાથી પાપજ ટળશે,
વળી પુન્ય ઉચ્ચ સુખ મળશે ભ્રાત;— ૧૩
પ્રભુ જેવા સઘ જન થાએ, ન્હાતાં જો પાપજ ટળતું,
પુન્ય મળતાં તેજ પ્રકટતું ભ્રાત;— ૧૪
પણ તે સ્થળના સહુ જન જે, બ્રાહ્મણ આદિ અન્ય વર્ણો,
દુખી, મલીન, શ્યામરંગ તે તણો ભ્રાત;— ૧૫
કોઈ કહે છે હમ તો સાધુ, પણ સાધ્યું કંઇ ન જણાતું,
ચિત્ત વિષય પંકમાં જાતું ભ્રાત;— ૧૬
કોઈ જપ જપાદી સ્તોત્રો, કે ચંદિપાઠ કરાવે,
(કહો) જમે અન્ય શું પેટ ભરાયે ભ્રાત;— ૧૭
કોઇ કહે ભાઇ તમારે, બેઠી છે પનોતી મોટી,
મહાદશા મંગળની ખોટી ભ્રાત;— ૧૮
એમ કહે પણ ન વિચારે, કે ભ્રમતી દશા છે ખોટી,
ભિખ માગવી નસીબે ચોટી ભ્રાત;— ૧૯
આવીને આવી જગની, અદ્‌ભુત વિચિત્રતા ન્યાળી,
કાપે તેને કહે પાળી ! ભ્રાત; ૨૦
—છે ધન્ય ! ધન્ય ! હે બન્ધુ, તેં જોયું ને સંભળાવ્યું,
દઉં અશિષ થા દીર્ઘાયુ ભ્રાત, રહે પ્રભુના ગુણો ગાતો. ૨૧

---

## સાચા શ્રેયસ્સાધક થાઓ.

પદ. ૮૬. ( અમને લાગી સ્વરૂપ શુ તાળી એ લય. )

થઇએ શ્રેયસ્સાધક સાચા, રહીએ નવ હવે વીર જરી કાચા;—થઇએ.
ધર્મ અમારો સારો અન્યનો, ખોટો ન કાઢીએ વાચા,
કોઇની નિંદા કરીને કહિએ, ખઇએ ન જગના તમાચા;—થઇએ૦
મિથ્યા લવારા મુખથી કરીને, દુઃખવીએ શીદ ડાચાં,
વાદ વિવાદો કરી કો સંગે, ચુંથીએ કેમ લબાચા;— થઇએ૦
આગળને આગળ નિત્ય વધીએ, હઠીએ નવ હવે પાછા,

સત્ય માર્ગે જાતાં ભલે નડતા, દુઃખ ભરેલા ધાંચા;— થઇએ૦
અથડાઇ કુટાઇને કંકરના, કરીએ નવ હવે સાંચા,
કાચના કટકા ત્યજી દઇને, શોધીએ હિરા જાચા;— થઇએ૦
પૂર્વેના ભકતો જો કેવા, પ્રભુના નચવ્યા નાચ્યા,
આપણ પણ નરહરિ શિષુ થઇને, રહીએ નૃહરિ સંગે રાચ્યા;—થઇએ૦

---

## नृसिंह शिषुना निर्भयोद्गार.

પદ. ૮૭. ( બેની વસુધરા તપતી છે આજ. એ લય. )

થઈ નૃસિંહ ગુરૂનો ચેલો આજ, ભય કયમ ધરૂં હું હાવે,
હું નમું થઇ હર્ષેઘેલો આજ, અન્ય ન દ્રષ્ટે આવે.
જે જે સ્થળમાં હું જાવું, ત્યાં વિશ્વપતિને ભાળું,
જોતો હું રુપ રઢિયાળું આજ, ભય કયમ ધરૂં હું હાવે;— ૧
મુજ શિર શ્રી નરહરિ ગાજે, હૃદયે પણ પ્રકટ વિરાજે,
વાદિંત્રો વિધવિધ વાજે આજ;— ૨
હૃદયાકાશે જ્યાં જાતાં, શાં દિવ્ય ગાન હા થાતાં,
મુખથી તે નવ વર્ણાતાં આજ;— ૩
અલ્પજ્ઞ જીવ આ જગના, શું મુજ પ્રભુ મહિમા જાણે,
સર્વજ્ઞ હોય તે નાણે આજ;— ૪
મુજ ત્રિવિધિ તાપ સહુ હરીને, આધિ, વ્યાધિ સહુ ટાળે
મનના સહુ દોષ પ્રજાળે આજ;— ૫
ગઇ વાત ન હું સંભારૂં, શીદ ભવિષ્યની હું ધારૂં,
( ઉર ) ચિંતા કરી શીદ પોકારૂં આજ;— ૬
મોટા મોટા મહાપતિઓ, મુજ પ્રભુને આધિન દેખું,
(પ્રભુ આગળ) કયમ ગણું હવે અન્યનું લેખું આજ;— ૭
નૃસિંહ પ્રભુજી સઘળાં જીવોનું જીવત્વજ હરતા,
(મુજને) વનના સિંહો શું કરતા આજ;— ૮
મુજ સગાં સંબંધી સર્વે, નિંદા કે હાસ્ય ભલે કરતાં,
અભિમાને છો નવ ગણતાં આજ;— ૯

રાજા જેને છે સબળો, તેને રૈયત શું કરશે,
(તે પણ) શીદ સ્પૃહા અન્યની ધરશે આજ;— ૧૦
વાલા મારાને જોતાં, મુજ દુઃખ રોગ સહુ જાતાં,
શત્રુ સઘળા અળપાતા આજ;— ૧૧
(મુજમાં) જીવપણું હાવે નવ ખુંપે, માયા અંધારૂં છૂપે,
થઇ રહું હું શિવસ્વરુપે આજ;— ૧૨
તન, મન, ધન સઉ આ મારૂં, પ્રભુ છોને ભલે હરી લેશે,
કે અગણિત દુઃખ દેશે આજ,— ૧૩
જોઈ નૃહરિ પ્રભુને આજે, ખેલું હું અતિ આનંદે,
રહું શીદને હું આક્રંદે આજ;— ૧૪
હું બાલક છું નરહરિનો, એ પાલક છે પ્રભુ મારા,
મુજ હુન્નભમાં વસનારા આજ;— ૧૫

---

## हवे थाय छे.

પદ. ૮૮. (શું કરૂં શું કરૂં શું કરૂં રે. એ લય.)

થાયછે થાયછે થાયછે રે, મૂઢ જીવો કહે છે હવે થાયછે.
આયુષ મોંઘું તારૂં આ વહી ચાલ્યું,
હજીએ હરિ ન ભક્તિ સ્હાય છે;—
જુવાનીમાં કેમ જપીએ હરિને,
એમ બોધ જ્યાં ત્યાં દેવા જાયછે રે;—
વ્યવ્હાર કાર્યે નિશદિન તું કુટાતો,
સ્ત્રી પુત્ર દેખી મલકાયછે રે;—
વિષવત્ વિષયોને શેવે નિત્ય તોય તુને,
કહિએ તૃપ્તિ નવ થાયછે રે;—
ઓછી ઉપાધિ કરવા જેમ જેમ જાય તું,
તેમ તેમ વધતી જણાયછે રે;—
આંખો અદ્ધર ત્હારી ફરતી છે હાલમાં,
અભિમાન માંહિ છલકાયછે રે;—
આજ નહિ કાલ એમ વાયદા કરીને,

પ્રભુને છેતરવા તું ચ્હાયછે રે;—
સુખના સાગર પ્રભુને નવ પ્રીછતો,
દુઃખ ડુંગરે તું અથડાયછે રે;—
શુદ્ધિ ન રહેતી શરીરમાંહિ જ્યાહરે,
સાઠે બુદ્ધિ નાઠી જાયછે રે;—
એવા શરીરે શું સ્મરીશ પ્રભુને,
વિચારી જો સમજાયછે રે;—
ચાયછે થાયછે કરીને ઘણા જન,
મૃત્યુના ગ્રાસ થઇ જાયછે રે,—
સુદૃઢ તનુમાં જે ભજતા નથી તે,
અંતે અતિ પસ્તાયછે રે;
સાચું માની તું પ્રભુ ભજને સવેળા,
સમય હજી ન વહી જાયછે રે,—

---

### દૃષ્ટાશ્રયને ગ્રહણ કરતાં અવશ્ય હિત સધાય છેજ.

પદ. ૮૯.

થાએ પ્રતિદિન મુજ હિત મારા વાલમા સાથે, હો વાલમા સાથે.
હો વાલમા સાથે, ગાઉં આજે રૂડાં ગીત,— મારા૦
ષડ્રિપુની કરી જીત, રહી હાવે ન ભિત, બન્યો હું તો નિશ્ચિંત,–મારા૦
બાંધી પ્રભુજી શું પ્રીત, રાખું નિત્ય રૂડી રીત, વદું વચનો હું સ્મીત,–
થયું એકમેક ચિત્ત, રહુ આનંદે નિત્ય, નૃહરિ પ્રભુથી સંકિલત; મા૦

---

### જેના પર ઇષ્ટની મહદ્ કૃપા હોય છે તેની પ્રતિદિન પ્રગતિજ થાય છે.

પદ. ૯૦. (અજબ બ્હાર શી બની એ લય.)

દિન દિન પ્રગતિ શી થતી. (૨)
વૃત્તિ પ્રભુની કૃપા પ્રેમે નીર્ખતી.
મતિ ભુતને વિચારી હાલ સ્તબ્ધ તો થતી— દિન દિન૦

મન પક્ષી નિત્ય ઉડતું, ગગને કરવા વિહાર,
જીવ ભાન ભુલી જતું, થઇ રહે સ્વરુપાકાર.
રૂપ અજબ જ્યાં નિહાળી જાય વૃત્તિઓ ઠરી,
ગુણ મતિથી ના ગવાય, થાય શુન્ય ત્યાં ખરી;— પ્રગતિ૦
પ્રભુ કૃપા રશ્મિ તણા, (આ) કિરણો શાં ફેંકાય,
ક્રમે ક્રમે શિખર પ્રતિ, સહજે ગતિ કરાય;— પ્રગતિ૦

## प्रातीदिन अधिकाधिक आत्मबळनो अनुभव.

પદ ૯૧ ( વિષય વાત મમ માન ત્યજીને, એ રાહે. )

દિન દિન અધિક બળ આવે મુજમાં, આત્મ સ્વરૂપમાં ઠરવાને,
કાં જે એ બલ પ્રેર્યું પ્રભુએ, જીવપણું આ હરવાને;—
એ .... પ્રભુ ભકિતમાં શ્રદ્ધા મારી, અધિકાધિક ધરવાને,
કોઇ કોઇ સમયે બેસું છું હું પ્રભુ કિર્તન આદરવાને;—
એ........તે સમયે કોઇ કહે શુ કરે આ, મુખથી મિથ્યા લવારાને
કોઇ કહે ગાંડો તું થઇશજ, માટે ભાઇ એ રહેવા દે;—
એ......પણ આ સુણીને હસવું આવે, (તથા)પ્રભુપદ માંહિ વરવાને,
બળ પ્રતિદિન અંતરમાં વધતું, નિશંક નિર્ભય ફરવાને;—
એ......માટે સાચું બળ મુજમાં દે,–જો (પ્રભુ) કહું તે સુણજો કાને,
નરહરિ પ્રભુ તમ સમ કરો મુજને જેથી રહું અહો તમ ગાને;—

## दृश्यमां रमण करता जीवने प्रबोध.

પદ ૯૨ ( કાગ વિરા વેગે વાલમને. એ લય. )

દેખી શું માયાના સુખને, ડુબ્યો વિષયમાં વિશેષ.,
હાથે હોરી લીધું દુઃખને, ભુલી ગયો નિજ દેશ;
જાતો પ્રીતે પ્રાણિઆ, વિષય સુખની પાસ,
પ્રેમે મનમાં ફુલીને, થતો વિષયનો દાસ.
મૂર્ખ માયાના કિચમાં તું શું કળે;
જેથી સાચાં સુખોતો રહેશે વેગળે.

હવે અવસર તારો રહ્યો છે રે શેષ,
લેવા સતસુખ જાજે જ્યાં નૃહરિ મહેશ;— દેખી શું૦

## दोषरुपी शत्रुने दूर करनार साधकना सनिश्चय.

પદ ૯૩ ( ધોકો આ શું બોલેરે એ લય. )

દોષો સહુ દૂર કીધારે, મ્હેંતો દોષો સહુ દૂર કીધા,
દોષોને છાંયે નવ રહેતો, સદ્દગુણ સાધી લીધા;— મ્હેંતો૦
નિર્ભય થઇને ફરતો નિત્યે, ભયને ક્યાં હું ન જોતો,
વિપત્તિ વાદળ શિર પર આવે, તોપણ હું નહિ રોતો;—મ્હેંતો.
અન્ય અહિત્ત કરે મારૂં પણ, દ્વેષ ન તે પર ધરતો,
છળ પ્રપંચને દૂર કરીને, કામાદિ ક્રોધને હરતો;— મ્હેંતો૦
દુઃખને દેખી નહિ મુંઝાતો, સુખથી નહિ હરખાતો,
દુર્ગુણ શત્રુનો નાશ કરીને, રહેતો હું મદમાતો;— મ્હેંતો૦
ક્રોધ જો સાવધ થઇને આવે, હેતે મારી પાસે,
શાન્તિ તણું ખડ્ગ લઇને. પમાડું તેને ત્રાસે,— મ્હેંતો૦
નારી સારી નીર્ખી પ્રીતે, મોહે જો મન જાતું,
સાવધ થઇને મજવા લાગીશ, વૈરાગ્યરુપી કાતું;— મ્હેંતો૦
આવશે શોક જો મિત્રાઇ કરીને, ચિંતા નારીની સંગે,
આનંદ શસ્ત્રને ધારણ કરીને, હણું હું તેને ઉમંગે;— મ્હેંતો૦
માતા પિતા સર્વે સાથે, શત્રુ મિત્રની સંગે,
સમાન દ્રષ્ટિ જ્યાં ત્યાં રાખું, સર્વ સ્થળ હર્ષંગે;— મ્હેંતો૦
નિંદા મારી કરતાં દેખી, આવે મુજને હસવું,
હસ્તિ પાછળ જાણું હું જયમ, વૃથા શ્વાનનું ભસવું;— મ્હેંતો૦
વસ્તુ કાંઇ મુજ ખોવાતી કે, મૃત્યુ કોઇનું થાતું,
તોપણ હું કદી નહિ મુંઝાતો, રહે મુજ મન હર્ખાતું;— મ્હેંતો૦
સહનશીલતા ધારણ કરીને, નિત્યે હું તો ફરતો,
કટુ વચનના બાણ થકી હું, કો દિન પણ નથી ડરતો;— મ્હેંતો૦
વિકાર માત્રને દૂર કરીને, સદ્દગુણ નિત્યે ધારી,
ઇષ્ટ પ્રબોધક અશ્વે ચઢી હું, રહું જયજય ઉચ્ચારી;— મ્હેંતો૦

## દ્વૈતપણું નષ્ટ થતાં સ્વરુપ સાક્ષાત્કાર સહજે થાય છે.

પદ ૯૪.

દ્વૈત આ વિલાય જુઓ, ભ્રાન્તીને ભુલાય છે.
ભ્રાન્તીને ભુલાય સદા, નિજરુપે ઝુલાય છે;-- દ્વૈત૦
જીવ શિવ એક થાય, માયા અંધારૂ છુપાય,
પૂર્ણ સ્વતંત્ર સદા થવાય, ભાન જો ભુલાય છે.
ભાન જો ભુલાયે અહં પ્રભુમાં ઓગાળાય છે;— દ્વૈત૦
હું તું તે ત્રિપુટી દળાય, સ્વરુપાતિત થઇ રહેવાય,
ત્રિગુણાતિત સહજ થવાય, ઇશમાં ભળાય છે.
ઇશમાં ભળાય આત્મદેશ, નિહાળાય છે;— દ્વૈત૦
આવી લક્ષ્મિ નામે પાય, સર્વ સિદ્ધિ દાસ થાય,
દેવો પણ ગુણ તેના ગાય બ્રહ્મરુપ થાય છે.
બ્રહ્મરુપ થાય અહંબ્રહ્મ ઉચ્ચરાય છે;— દ્વૈત૦
વિશ્વ વશ ક્ષણમાં થાય, વિષય અમૃતરુપ ભળાય,
શાન્તિ દશ દિશે છવાય. પાન જો કરાય છે.
પાન જો કરાય પૂર્ણ સુખમાં મ્હલાય છે;-- દ્વૈત૦

---

## તન મન તથા ધનની હાની કરનાર વ્યસનોનો ત્યાગ કરવા સુબોધ.

પદ ૯૫. ( અમને પાવન કરવાને. એ લય. )

દ્રવ્ય તણી ખ્વારી કરવા, તથા શરીરને સંહરવા,
મચીયા વ્યસનો સંગ્રહવા, જન સહુ વિશ્વમાં.
થઇને પ્રેતો નિરધાર, ન ભળવા ઇશમાં,
ખપતા જન સહુ આ વાર વિષના ધિશમાં;— દ્રવ્ય તણી૦
શરીર મનને આત્માનું બળ, સર્વે દૂર કરવા,
સુંદર મુખાકૃતિને ધારે શું ફીકી કરવા;— મચીયા૦
વ્યસનો અતિ દુઃખ આપે પણ નવ, છોડે પડે ( જો ) મરવા,
વ્યસન વિનાનો નર નહિ પણ ખર (એમ કો) મુખે ઉચ્ચરવા;-મચીયા૦
સુજ્ઞ મનુષ્ય નવ રહે વ્યસનને, છાંએ પણ ઠરવા,

સુવર્ણ રાશી છોડી મરે કોણ, ધૂળ ઘરમાં ભરવા;—
માટે બંધુ તમે રહો વેગળા, ઇચ્છો (જો) સુખ વરવા,
તનુ મંદિર અતિ શુદ્ધ બનાવો, (ઉરમાં) પ્રભુ ચર્ણો ધરવા;—
છોડો વ્યસનોની પરવા, ભળવા ઇશમાં,
મ્હદી શાન્તિ ધરો ઉર રહો નવ વિષમાં.
ગુરુ સ્મરણે ચકચુર રહો દિન નિશમાં;— દ્રવ્ય તણી૦

---

## इष्टाश्रयने ग्रहण करती वृत्तिना सन्निश्चय

પદ ૯૬. (પ્રિતમ ન્હોય પ્રીતની રીત એ લય.)

ધારીશ તે હું કરીશજ સદ્ય.

અનિત્યને નહિ ઇચ્છું પણ હું, નિત્યને નિત્ય ઇચ્છવાનો,
કાં જે સુણાતો સ્વર અંતરનો, તે માર્ગે અનુસરવાનો;—ધારીશ૦
રાજ્ય લેવાને ઇચ્છીશ નહિ પણ, પ્રભુનું પદ લેવાને,
ઇચ્છીશ નહિ રાજા બનવા હું, પણ પ્રભુરુપ થવાને;- ધારીશ૦
ગાડીઘોડે બેસી નહિ માનું, મોટારમાં સુખ તો હું,
ગગને વિહાર કરવા નિત્યે, ઉરમાંહે ધારૂં છું;— ધારીશ૦
ઉંચા અવાસ કરવા ધારીશ, તો તે પણ કરવાનો,
પ્રભુ અર્થે મહા મંદિર કરવા, ઇચ્છા હું ધરવાનો;— ધારીશ૦
પ્રભુને વશ કરવા ધારીશ તો, ક્ષણમાં લઇશ હું બાંધી,
પૂર્વે કાં જે વશ કીધા પ્રભુને, ઘણા જને પ્રીત સાંધી;—ધારીશ૦
અથડાવા કૂટાવા જીવની, પેરે જન્મ નથી લીધો,
એ બોલું છું ખરા બળથી હું, કાં જે આત્મ મેં ચીધ્યો;—ધારીશ૦
ઘણા જનો કહે થવાય નહિ, આપણથી નૃસિંહ જેવું,
હસવું આવે કહે કોઈ 'મીરાં, ધ્રુવમાં હતું બળ કેવું;'—ધારીશ૦
પણ એ ભક્ત ચરિત્રો વાંચી, તથા સુણી મુખ કોને.
એથી બળ અધિકું છે તુજમાં, કહે સ્વર ઉર તું જોને;—ધારીશ૦
ઉપેન્દ્ર નરહરિ પ્રભુ કૃપાનો, અનુભવ ઉર કરીને,
મુજ અંતરમાં પણ તે બળ છે, એથી મેં આશ ધરી છે;—ધારીશ૦

ઉચ્ચ પ્રદેશે અહોનિશ રહીને, પ્રગતિ કરીને મારી,
તળેટીમાં હવે નહિ રગડાવું, પણ થઇશ ગગન વિહારી;—ધારીશ૦
બકવા મુખથી નથી કરતો પણ, પ્રભુ બળથી બોલાવું,
અહા ! હર્ષ શો ઉર ઉભરાતો, શાન્તિમાં ડોલાતું;— ધારીશ૦

---

## श्री इष्टने प्रणिपात.

પદ ૯૭. ( લય. માઢ. )

નમું જય જય કારી, ભવ દુ ખ હારી, મતિ સુધારી, તારો સદ્દગુરુ દેવ.
પ્રાણી પ્રપંચી પાખંડીયો, પાયે પડી જોડું હાથ,
સંકટ સર્વે દૂર કરી દો, સદ્દગુરુ નરહરિ નાથ રે;— નમું૦
આપને શરણે આવે જે જન, તારવા તેને નાથ;
(તથા) નિજ સમ કરવા ચાહો છો પોતે, મૂકી કૃપય વર હાથરે;—નમું૦
દોષો સઘળા દૂર કરી દો, કરુણાળુ સદ્દગુરુ રાય,
સર્વ સ્થળ આનંદજ વિલસે, એમ કરોને કૃપાય રે;—નમું૦
ભેટવા આપને વલખાં મારૂં, પણ ન સરે મુજ અર્થ,
અનેક વિઘ્નો આવી પડે ને, પ્રયત્ન જાયે વ્યર્થ રે;— નમું૦
એ સઘળા છે મુજમાં દોષો, એમાં શું કરો આપ,
પણ અમિદષ્ટિ મુજપર નાખીને, ટાળો સર્વે પાપરે;— નમું૦
નિજ સમ કરજો આપજ પ્રભુજી, સદ્દમતિ અર્પી હંમેશ,
વિજ્ઞપ્તિ કરી આ શિષુ કહે છે, હું પણું નવ રહે લેશ રે; નમું૦
સાધકના સદા હિત્તને માટે, પ્રકટયા છો પ્રભુ આપ,
દિન દિન ચઢતી કળાને રે કરજો, પ્રિયતમ નરહરિ બાપરે; નમું૦

---

## परमात्मा पर पूर्ण प्रेम धरनार वृत्तिना उद्गार.

પદ. ૯૮. ( શિર જોરી ■નાપર આવડી. એ લય. )

નરહરિ નામ મુને પ્યારૂં,
હવે તો લાગ્યું નરહરિ નામ મુને પ્યારૂં.—
જેની મોહિનીથી મોટા મુનિયો મોહાયા,

તેણેજ ચિત્ત મોહ્યું મારૂં;— હવે તો૦
નામ સ્મરણ રમ્ય સરિતામાં ન્હાઇ,
મન મળ સઘળા ત્યાં નિવારૂં;—
અમૃતમય સિંધુનું પાન કરૂં નિત્યે,
પીઉં કેમ વિષય જળ ખારૂં;— હવે તો૦
મિષ્ટ ફળ નારંગી છોડી હવે શિઘ્ર,
ઇંદ્રવારણે ચિત્ત ધારૂં;—
ક્ષણિક સુખોમાં હું કેમ લલચાઉં,
અગણિત દુઃખ જે દેનારૂં;— હવે તો૦
દૃશ્ય પ્રીતિને અળગી કરૂં જેથી,
તૃપ્તિ ન નિત્ય આપનારૂં;—
બાહ્યાન્તર નરહરિ સ્વરુપ હવે ન્યાળી,
આનંદે જય જય ઉચ્ચારૂં;— હવે તો૦
મન બુદ્ધિને ચિત્ત પ્રભુમાં હું ગાળી,
ટાળું આ માયા અંધારૂં;—
સ્મરી સુખમય શ્રી નરહરિ નિત્યે,
આધિ વ્યાધિને દુઃખ સંહારૂં;— હવે તો૦
પૂર્ણ નિરામય થઇને હવે હું,
જનિમૃતિ ભયને નિવારૂં;—
આઠે યામ નૃહરિ શ્રી નૃહરિ સ્મરૂં હું,
બીજે ન ચિત્ત ગોઠે મારૂં;— હવે તો૦
નૃહરિ સ્મરી નિજમય થઈ જગે હું,
નૃસિંહ શિશુ નામ ધારૂં;—

---

## प्राणिपात.

પદ ૭૯

નરહરિ દાતા છો જન ત્રાતા, કર્તા, ભર્તા આ....... ૫
ટાળો સઘ અમારાં પાપ, રહીએ અખંડ જપતા જાપ.
કરજો એમ અંતર શુદ્ધ ખાપ;— નરહરિ દાતા૦

પ્રથમોત્સવ પ્રારંભે સ્તવીએ, પ્રેમ કરીને વિનવીએ,
નૂતન જન્મની સિદ્ધિ દેજો, આજ મુખે એ કવીએ, ૧
સ્થાપો હસ્ત શિરે ઓ બાપ, હરજો જીવપદની આ ચાપ,
છાપો નિજસમ કરવા છાપ;— નરહરિ દાતા૦
પૂર્ણ કૃપા આપની પામીને, સ્થિત શિખર પર થઇએ...
દશ દિશ જય જય ઘોષ ગજાવી, મહદ ઉન્નતિ અનુભવીએ. ૨

---

## श्री इष्ट स्मरणमां आरूढ रहेनार वृत्तिनां आनंद वचनो.

પદ. ૧૦૦. ( કુમ કુમ પાય ધારી રે. એ લય. )

નરહરિ નામ સ્મરતી રે, વૃત્તિ સ્વરુપે સરતી રે,
અન્ય ન શબ્દ ઉચ્ચરતી રે, ચિત્ત પ્રભુમાં ધરતી રે. નરહરિ૦
નાથ નરહરિ નયન નિકટ હવે આવો,
નાહિ નિજ દાસીને વધુ તલસાવો.
ભેટો હૃદયાકાશ રે, આંસુડાં ભરતી,
વિણુ પ્રભુ ક્યાંહિ ન ઠરતી રે;— નરહરિ૦

---

## प्रेम भक्ति साधनार प्रेमी भक्त.

પદ. ૧૦૧. ( સ્વપ્ન મહિ દીઠાં મ એ લય. )

નિત્ય પ્રેમે સેવું હું એક ભક્તિ સાચી,
એક ભક્તિ સાચી, મેં જાણી માયા કાચી;— નિત્ય૦
દશ્યે દુઃખ ભાળ્યું, ન સુખ ક્યાંહી ન્યાળ્યું,
આ ચિત્ત હવે ઢાળ્યું, જ્યાં રૂપ રઢિયાળું;— નિત્ય૦
મિત્ર પુત્ર સ્ત્રી કે, મમ માત ભગિનિ ભ્રાતા,
જાણ્યું સર્વે મિથ્યા, ન કોઇ સુખશાતા,— નિત્ય૦
દુઃખ, ભય કલેશ દ્વેષ, ચિંતાને ત્યાગી,
વૃત્તિ વાળી પ્રભુમાં, હું બનીઓ વૈરાગી;— નિત્ય૦
ન મોહ દષ્ટિ ધારૂં, સહુ વિષયો વિદારૂં,
લોભ શોક શત્રુને નિશ્ચય સંહારૂં,— નિત્ય૦

सेवे सदा भक्ति ते जन सुखीयारा,
मूढ मति जीवो शुं जाणे बिचारा;— नित्य०
मुज प्रभु विणु नव अन्य कोई प्यारुं,
एक श्रीउपेन्द्र अंतरे हुं तो पोकारुं;— नित्य०

---

## परमात्मामां तन्मय थनार प्रेमी वृत्ति.

पद. १०२. ( मुखडांनी माया लागी रे. ए लय. )

नेडो मुजने लाग्यो तारो रे प्रीतम प्यारा,
नेडो मुजने लाग्यो तारो रे.
माया सागर मांहि पडीयो, वृथा सुख मांहि सडीयो,
खारो सागर देखी रडीयो रे प्रीतम प्यारा.
सगां ने सहोदर मारां, माता पिता ग्रह दारा,
जाण्यां तेतो मुजथी न्यारां रे प्रीतम प्यारा.
धनने विभव भारी, प्रीति नहि में तेमां धारी;
माया मुजने लागे खारी रे प्रीतम प्यारा,
साचुं जगत मिथ्या मान्युं, स्वप्न सम एतो जाण्युं,
हेवी जगत दृष्टे नाण्युं रे प्रीतम प्यारा;
प्रभु एक आश तारी, भवथी लेजे तुं उगारी,
लज्या राखो हवे मारी रे प्रीतम प्यारा.

---

## अंतर्यामीना स्फुरणने अनुसरनार भक्तना उद्गार.

पद १०३.

परमात्मा तमे मुज अंतरमां, जे जे स्फुरावो ते करतो.
मम निकटे छो आप ए लहीने, विश्वे निर्भय विचरतो;—
तन मन मति में आपने अर्प्युं, कांई लहुं ना उर मारुं,
कर्ता भोक्ता आप प्रभु छो, जाणे न ए जग बिचारुं;—
कोई कहे ए उडाउ नीकळ्यो; कोई कहे छे दीवानो,
कोई कहे यौवनना मदमां, फरतो थइने मस्तानो;—

જ્યાં લગી માબાપો શિર પર છે, ત્યાં લગી એ સઘળી વાતો,
પછી જોઇએ શું એ કરે છે, એ સુણીને હું મલકાતો;—
આપ સ્ફુરણને અનુસરવાનું, કાર્ય લીધું છે મેં માથે,
હું નથી ત્યાં હું કરી શું શકતો, સર્વ થતું પ્રભુ તમ હાથે;—
સ્પૃહા નથી વિશ્વે કો જનની, આપને એ હું છું જાણું,
તો પછી આશ શિદ અન્યની ધરીને, વ્યર્થ ધુસરૂં હું તાણું;—
જગતના બકવાથી નથી ડરતો, લૌકિક લજ્યા પણ છોડી,
બેસવું રૂચતું ન મૂઢો પાસે, આપ સ્વરુપ પ્રતિ જઉં દોડી;—
આપ મુજ અંતરમાં વસના-રા માટે કરજો તદ્દરૂપ,
જે સમયે જે જોઇએ પ્રભુજી, પ્રકટ કરજો તે અનુરૂપ;—
નક્કી આપનો થઈને રહ્યો છું, માટે સદ્ય પ્રભુ તમ જેવો,
કરજો મુજને ઉપેન્દ્ર નરહરિ,—પ્રભુ જ્યાં શિર નામે દેવો;—

---

## મહા પુરુષોના પદનો સ્પર્શ થતાંજ જીવોનાં પાપ દૂર થાય છે.

પદ. ૧૦૪. ( અમને પાવન કરવાને. એ લય. )

પદ સ્પર્શે સહુ ટળતા તાપ,
રહીએ અખંડ જપતા જાપ,
માત્ર વિશ્વે છો એકજ આપ, પરમાત્મા તમે.
તમ શરણે માબાપ રહીએ છે અમે.
આપો શિશુનાં સહુ, પાપ કહીએ આ સમે;— પદસ્પર્શે૦
શ્રીપતિ આપ સ્વરુપે શુદ્ધ છો, જેવી શુદ્ધ છે બાપ,
મહોદધિ ગુણ રત્નાકર છો, હોલવજો પરિતાપ.— તમ શરણે૦
નરની નિર્બળ સ્થિતિ ટાળો પ્રભુ, જોતા નહિ અદ્યાપ,
નૃસિંહ સ્વરુપ કરવા નિજ શિશુને, છાપો છો શિર છાપ;—તમશરણે૦
સિંહ વનોવન ફરતા વિશ્વે, જીવ પર મારે તરાપ,
હાણ કરો નહિ જીવની (આપ), જીવત્વજ હરવા દેતા ચાપ;—
ચાલક પાલક છો પ્રભુ આપજ, ઉર સહુનો સંતાપ,
યદ્યપિ સુધી પાળ્યા જીવોને, પાળશો પણ અદ્યાપ;—
જીવો તણું જીવપણું હરજો પ્રભુ, નરહરિ કરીએ કલાપ,
ઇશ ન્રસિંમાં સ્થિતિ કરાવો, ટાળી રજતમ શ્રાપ;—

---

## * पंथिने प्रत्युत्तर.

**પદ. ૧૦૫. ( મને વ્રજવાસ છે વ્હાલો. એ લય. )**

પંથિ તું શું કરવા પોકારે, ચિંતા ત્યજ પ્રભુ તુને તારે રે;–પંથિ૦
ગર્ભ સ્થિતિમાં સ્તુતિ તું કરતો, ધરીને પ્રભુ પર પ્યાર,
અવની પરે અવતાર ધર્યા પછી, વિસાર્યા તેં મોરાર,
મોહ્યો જાણી સુખ સંસારે, ચિંતા ત્યજ.—
ષડ્‌રિપુને વશ પડીને તું પામ્યો આ ભવમાં અતિ દુઃખ,
જો તું જીતીશ તેને સવેળા, થઇને પ્રભુ અભિમુખ.
(પછી) ભ્રમવું પડશે નવ કયાંરે; ચિંતા ત્યજ.—
દ્દશ્યની પ્રીતિ ત્યાગી હવે વીર, સ્મરીલે શ્રીહરિ ગુરુરાય,
તો તુજ દુઃખો સમુળ બળપાશે ને, તત્ક્ષણ સુખ અતિ થાય,
મુખે શ્રીનૃહરિ પ્રભુ ગારે; ચિંતા ત્યજ.—

---

## श्रीइष्ट दर्शनाभिलाषी दासीनां प्रभु प्रति मर्म वचन.

**પદ ૧૦૬.** ( મારે મોઢે મનાવી. એ લય. )

પ્યારા પ્રીતિ પલટાવી ન બોલો શું આવી, દાસી દુઃખીઆરી,
પ્રભુ નિત્યે બળે, પ્રભુ નિત્યે બળે;— પ્યારા૦
વાલા જોતીતી વાટ કરતી મનમાં ઉચાટ, હમણાં આવશે નાથ,
એમ નિત્ય ટળવળે; એમ નિત્ય ટળવળે;— પ્યારા૦
થઇને મેરૂં સમાન, આજું માગો શું માન,
હજી આવે ન શાન હૃદય મારૂં બળે, હૃદય મારૂં બળે;–પ્યારા૦
મુજ રંકનું શું કામ હશે શોધ્યું બીજું ધામ,
છેલ છબીલા એ શ્યામ, કાં ન હજીએ મળે. (૨);— પ્યારા૦
છેક હઠીલા શું થાઓ, મુજ રંકને ( શું ) રિબાવો,
ઝટ વ્હારે મારી ધાઓ, જેથી શાન્તિ મળે;—(૨) પ્યારા૦
મુજ મંદિરીએ આવો, આડા અવળા શું જાઓ,

---

* આ પદ ૩ જા પદના પ્રત્યુતર રૂપ છે.

પ્રભુ પ્રેમામૃત પાઓ, જેથી તાપો ટળે (૨);— પ્યારા૦
છેક થાકી લોથ થઈ છું, આપ શરણે હું રહી છું,
ઈષ્ટ વિરહે અકળાઇ છું, હૃદય મારૂં કળકળે (૨);— પ્યારા૦
નામ આપનું સ્મરૂં છું, ધ્યાન હૃદયે ધરૂં છું,
કાર્ય બીજું નવ કરૂં છું. જેથી દુઃખડાં ટળે (૨);— પ્યારા૦
ઝટ દર્શન દો નાથ, પ્રેમે ભીડાવો બાથ,
તેડો દાસી નિજ સાથ, પૂર્ણ આનંદ મળે (૨);— પ્યારા૦



## विविध प्रकारनां कष्टोथी मुक्त करी सत्य सुख अर्पवा श्रीइष्टने अभ्यर्थना.

પદ. ૧૦૭. ( લીલા શું વર્ણવું. એ લય )

પ્યારા શું હું કહું, શિરે દુઃખ ભારી, જાઉં— હારી;–પ્યારા૦
આપી આ જન્મ વ્હાલા બાળ કીધો છે તારો,
હાવે કેમ છેકજ મુજથી થયો છે તું ન્યારો;– પ્યારા૦
વ્યવ્હાર ચક્રે સ્થાપી, પ્રતિકુળતા શું દીધી,
હૃદય મારૂં તે નાખે, અહોનિશ વીંધી;— પ્યારા૦
ભલે તોય માનું છું હું, આપે સર્વ સારૂં કીધું,
( પણ ) પ્રલ્હાદ જેવું બળ તેં (મુજમાં) સાચું કાં ન દીધું;–પ્યારા
ગણું છું હું સર્વે ન્યારૂં, કાંઈ ના લહું ઉર મારૂં,
સાચી શ્રદ્ધા વિણ હું તો, સદા નાથ હારૂં;— પ્યારા૦
પતિતને પાવન કીધા, અધમને તો તેં ઉદ્ધાર્યા,
તેવો નથી (હું) તો પણ, તેં શું વેર છે વધાર્યાં;–– પ્યારા૦
કૃપા કરી માટે વ્હાલા, આવીયા ઉરમાં હાવે,
કરગરી કહું છું પ્રભુ તું, ષડ્શિદને સતાવે;— પ્યારા૦
ધ્રુવ સમ ધ્યાન સાચું, નૃસિંહ જેવી સાચી ભક્તિ
સુધનવા સમ સાચી શ્રદ્ધા, તણી દેજે શક્તિ;— પ્યારા૦
તો તેઃ ઉપકાર માનીશ, નૃસિંહ નાથ હું તમારો.
નહિતર તે વિણ મેં માન્યો; દેહ આ જનારો,— પ્યારા૦

## परमात्माने निकट रहेवा प्रार्थना.

પદ. ૧૦૮. ( નાથ કૈસે ગજકો બંધ છુડાયો. એ લય. )

પ્રભુજી શું મુજ પાસે નહિ આવો, છેક નમેરા કાં થાઓ;—પ્રભુજી૦
હરઘડી હરિ હું સ્મરણ કરૂં છું, બાંધીને તમ પર દાવો,
તોએ નાથ ન નજરે હું ન્યાળું, ખસી ખસી આઘા ક્યાં જાઓ;—પ્રભુ૦
દાસ તમારો થઇને રહ્યો છું, મળવા પ્રભુ મન ભાવ્યો,
દોષો સઘળા મનના ટાળી, સત્ય પ્રયત્ને હું ધાયો;—— પ્રભુજી૦
અહોનિશ આપનું ધ્યાન ધરૂં છું, લેવા અમૃત કેરો લ્હાવો,
શ્રદ્ધા હું સારી પેરે ધારૂં, પોકાર કરૂં આવો આવો;——પ્રભુજી૦
પ્રલ્હાદ મીરાં નરસિંહ વ્હારે, ધાયા નહિ કરીને અભાવો,
ધ્રુવને અવિચળ પદવી આપી, મુજ રંકને શું રીબાવો;—પ્રભુજી૦
અવતાર આપી અવની ઉપર, પ્રભુ નિજ શિષુને શું સતાવો,
ડુબતા નાવને તારો એવા, મુજ નયને (કાં) ન જણાવો;——પ્રભુજી૦
આ સંસારે અતિ રગડાયો, હાવે થયો છું કાયો,
વિજ્ઞપ્તિ મુજ અંતર ધારી, દૃષ્ટિ સમીપ હવે આવો;——પ્રભુજી૦

---

## पोताना प्रियतम एज सर्वस्व छे एम माननार सखिनां वचन.

પદ. ૧૦૯. ( મારે મોઢે મનાવી એ લય. )

પ્રભુ પ્રેમે પોકારૂં, સંભારૂં, ઉચ્ચારૂં, હું ધારૂં,
છે એ મુજ અંતરના પતિ, મુજ અંતરના પતિ;— પ્રભુ૦
પ્રભુ જ્ઞાન રવી સ્થાપે, અજ્ઞાન રાત્રિ કાપે,
પ્રભુ પ્રેમથી આપે, મને સારી મતિ (૨);—— પ્રભુ૦
વાલો કરુણાનો સિંધુ, તેમાંનું હું બિંદુ,
આ વૃતિ સરિતા, તે માંહિ શમતી, તેની માંહિ શમતી;—પ્રભુ૦
ગુણ પ્રભુના શું ગાઉં, હું તો અબલ ગણાઉં,
વર્ણી શકે ન રુદ્ર, શેષ કે ભારતિ (૨);—— પ્રભુ૦
અષ્ટ યામ હું સંભારૂં, ન વ્હાલો વિસારૂં,
આ ચિત્ત હવે ઠાર્યું જ્યાં છે યતિ પતિ (૨);— પ્રભુ૦

ધ્યાન પ્રભુનું હું ધારૂં, રોમ રોમ પ્રભુ ભાળું,
પ્રભુ કૃપાએ ચઢું દિનદિન ઉંચી ગતિ (૨);— પ્રભુ૦
પ્રભુ નામ લાગે પ્યારૂં, અન્ય જાણ્યું અકારૂં,
આ સંસાર સમુદ્રે દીઠું સુખ નવ રતિ (૨);— પ્રભુ૦
પ્રભુની હું પ્રાણપ્યારી, ગણું વ્હાલો પણ મારી,
મુજ મનથી નવ વિસારૂં, ઉપેન્દ્ર પતિ, મુજ ઉપેન્દ્ર પતિ;—પ્રભુ૦

---

## श्री इष्टने प्रेम पूर्वक प्रणाम.

પદ ૧૨૮. ( યથા છોર પતિ તેજ પ્યારી. એ લય. )

પ્રભુ પ્રીતે અમે પ્રણમીએ સર્વે બન્ધુઓ આજે,
મહામંગલ કર નુતન્ વર્ષે, પ્રેમે સ્તવીએ આજ.
સુખ આપો, દુઃખ કાપો, સ્થિર સ્થાપો, ટળે પાપો,
હણી કલેશ સર્વના ટાળો ઉપાધિ સુખ વરવા કાજે;—પ્રભુ પ્રીતે૦
આપ નિરામય છો પ્રભુ તદ્દવત્, અમને કરવા આપ,
કરો દૃષ્ટિ, અમિવૃષ્ટિ, અતિ કષ્ટિ, થશે નષ્ટિ,
લહી આપ બળે પ્રભુ સર્વ સાધકો બ્રહ્મપદે રાજે;—પ્રભુ પ્રીતે૦
સંશય સઘળા છેદન કરીને, ભેદ ભુલાવો નાથ,
કરી ભક્તિ, સજી શક્તિ, શુદ્ધ મતિ, ટાળી કુમતિ,
ગ્રહી શરણુ આપનું સત્વર પ્રભુજી ગગન વૃત્તિ ગાજે;—પ્રભુ પ્રીતે૦
અજ્ઞાન આવર્ણુ હરી પ્રભુ કરજો, જ્ઞાન સૂર્ય પ્રકાશ,
જેથી જરીએ, નવ ડરીએ, મસ્ત ફરીએ, ભવ દરિએ,
રમી નિત્યાનંદે અમ અંતરમાં (દૈવી) વાદિંત્રો વાજે;—પ્રભુ પ્રીતે૦
તન મન મતિ સહુ અર્પણ કરીને, નમીએ વારંવાર,
પ્રભુ પ્રીતે, એક ચિત્તે, રૂડી રીતે, ભજી નિત્યે,
અમ સાધકની વિજ્ઞપ્તિ સ્વીકારો, ઉપેન્દ્ર પ્રભુ આજે;— પ્રભુ પ્રીતે૦

---

## પરમાત્માં પર શુદ્ધ પ્રેમ પ્રકટયા વિના જે કાંઇ કરવામાં આવે છે તે સર્વ વ્યર્થ છે.

પદ. ૧૧૧. ( ઘેલી થઇ રે હું તો. એ લય. )

પ્રભુને સ્મરોરે પ્યારા પ્રભુને સ્મરો વીરા—
પ્રેમથી નિત્યે પ્યારા પ્રભુને સ્મરો.
સેવી પ્રભુને સંતત મસ્ત વિચરો રે,— વીરા૦
પ્રભુ સમ ઉંચી વસ્તુ વીરા નથી વિશ્વમાં રે,
ઢુંઢો કાશી કે ગોકુળ મથુરાં ફરો રે;— વીરા૦
જપ કરો તપ કરો તિર્થો અતિ કરો રે,
તોએ ન કાંઇ સાચા સુખને વરો રે;— વીરા૦
સ્તોત્ર પાઠ ધ્યાન નિત્યે, ક્રિયાઓ કરો અતિ રે,
કે કંઠે રુદ્રાક્ષ કેરી માળાઓ ધરો રે,— વીરા૦
ધૂપ કરો દીપ કરો ધરો ભસ્મ ભાલમાં રે,
કે મોટાં ટીલાંને તાણી ફરતા ફરો રે;— વીરા૦
બાહ્ય આચારો સેવો અતિ કષ્ટ વેઠીને રે,
(પણ) મનની મલીનતાને કદી નવ હરો રે;— વીરા૦
ચિત્ત વૃત્તિ શાન્ત રાખી, શુદ્ધિ મનની કરો રે,
જેથી આ ભવરણ ફેરો ન ફરો રે;— વીરા૦

---

## કરુણ દૃષ્ટિ કરી ભવસિંધુથી તારવા પરમાત્માને પ્રાર્થના.

પદ. ૧૧૨. ( પ્રભુ મારા હાથને ઝાલો. એ લય. )

પ્રભુ સદ્ય હાવે તો તારો, કૃપા કરી મુજને ઉગારો રે —પ્રભુસદ્ય.
મિથ્યા આ માયાના મોહમાં પડીયો ને, સડીયો હું દુઃખમાં વિશેષ,
આપ સ્મરણ પ્રભુ ચૂકી ગયો ને, ભુલ્યો હું મારો દેશ.
થઇ રહ્યો હું ભ્રમનારો;— કૃપા કરી૦
કામને, ક્રોધને આધિન થઇ હું, કરતો ઘણાં દુષ્કૃત,
શોકને, મોહને સંગે પડીને, સાધી ઘણી દુરમત્ય,
ટાળ્યા નહિ મનના વિકારો;— કૃપા કરી૦

માયાના કિચમાં નિત્ય રગડાતો, પડતાં અસંખ્ય જ્યાં દુઃખ,
તોપણ ત્યાગ ન પ્રીતેથી કીધો, રળીયો ન કાંઇ સતસુખ.
મટયો નહિ મુજ ભટકારો;—
હારીને, થાકીને હાવે હું બેઠો છું, પામ્યો ન સુખ કંઇ લેશ,
કૃપા કરી પ્રભુ દાસ પરે આજે, ટાળો આ દુઃખાદિ દેશ.
તથા માયારુપી તપારોઃ—
કર્મનાં બંધન સઘળ છોડીને, આપો સુબુદ્ધિ આવાર,
તત્વ દૃષ્ટિ પણ દેશો પ્રભુજી, જ્ઞાનની વૃદ્ધિ અપાર.
ટળે જેથી મનના વિકારો;—
અંધકાર મારી દૃષ્ટિએ પડતો, દશ દિશાની મોઝાર,
જ્યોતિ સ્વરુપે દર્શન દો જેથી, અંધીનો થાએ સંહાર.
જેથી મટે ભ્રમવા વારો;—
હેત કરી પ્રભુ સત્વર હાવે, ટાળો આ માયા પ્રદેશ,
સંસાર સાગર પાર ઉતારો, તારક નૃહરિ મહેશ.
આણી વ્હાલ વ્હેલા પધારો;—

---

## પ્રભુની અદ્ભુત લીલાનું ગુણગાન.

પદ ૧૧૩. ( માઢ. )

પ્રભુ અકલ કલા તારી, નિર્ખીને મોરારી આનંદ ઉપજે અપાર,
જગતમાં અદ્ભુત લીલા પ્રસારી, કીધાં ઘણાં શુભ કામ.
વર્ણવતાં શેષ શારદ થાકે, હારે બ્રહ્માદિક હામરે;— પ્રભુ અકલ૦
ઇચ્છાથી જગત આ ઉત્પન્ન કીધું, પશુ અને નર નાર,
વિધ વિધ જાતીનાં પ્રાણી બનાવ્યાં, રંગ અનુપમ સારરે;—
નર નારી પશુ પ્રાણીને માટે, સાધન સજીયાં અપાર,
ખેલ બનાવ્યો ખલ્કના કર્તા, ખામી નહિ તલભારરે;—
મનુષ્યને માટે જનમ્યા પહેલાં, ભરીયો અમૃત ભંડાર,
આશ્ચર્ય થાય છે એટલું પ્રભુજી, તુજ ગતિ નવ કળનારરે;—
ભોજન માટે પ્રકટ કીધાં પ્રભુ, વિધ વિધ જાતી અનાજ,
ફળ મુળ કંદને મેવા મીઠાઇઓ, સજીયો રૂડો શો આ સાજરે;—

પે'રવા વસ્ત્રો વિધવિધ જાતીનાં, પ્રકટાવ્યો પ્રભુજી કપાસ,
સુવર્ણ રૂપુને ચાંદીની કીધી, ભૂતળે ખીણો પ્રકાશરે;—
પીવાને જળનાં સરોવર ભરીયાં, કૂપને નદિઓ અપાર,
પ્રકાશ આપવા વિશ્વે પોતે, ધર્યો શશિ રવિ અવતાર રે,—
વાયુ રુપે પ્રભુ પ્રકટ થઇને, અર્પો હવા શુદ્ધ આજ,
વિધ વિધ રુપો ધારણ કરીયાં, સર્વ જીવોને કાજ રે;
જીવોના જીવનને સુખી કરવા, કીધા ઘણા ઉપકાર,
તોપણ આપને જાણે ન જન કો, મૂઢ મતિના ગમારરે;—
આવી અદ્‌ભુત લીલા ન્યાળી, પ્રજ્ઞ ઉરે મલકાય,
(માટે) સર્વ સ્થળે પ્રભુ આપને ન્યાળવા, દેજો દૃષ્ટિ જગરાયરે;—

---

## परमात्माने निजजन प्रति अधिकाधिक निकट रहवा सप्रेम याचना.

**પદ ૧૧૪.** (હરિ થા સ્મરી નિત્ય નૃહરિ. એ લય.)
પ્રભુ પાસ રહો પ્રીતે કરી, સાધકનાં દુઃખ સર્વે હરી.
મિથ્યા મોહ માયાને હરો, દોષો ટાળી સુમતિ કરો.
તો સાધક દૃઢ થાએ ખરો, સ્વસ્વરુપને ચિત્તે ધરી;—
વૃત્તિ પ્રભુમાં વાળશે, પ્રભુ કૃપાથી દુઃખજ ટાળશે,
વિષયને મૂળથી પ્રજાળશે, બ્રહ્માનંદે રહેશે ઠરી;—
કામાદિ સહુ રિપુઓ હરે, નિર્ભય બની વિશ્વે ફરે,
નક્કી તરશે ભવથી ખરે, નિજ હુંપદને સદા વિસરી;—
અહોનિશ સ્વરુપને ભાળશે, અજ્ઞાનતાને પ્રજાળશે,
ખળતા ઉરેથી ખાળશે, તો ભ્રમશે નહિ ભવમાં ફરી;—
જો કૃપા હશે પ્રભુની ખરે, તો જીવત્વ ભાનને વિસરે,
નિઃશંક બની પ્રભુને વરે, દિનરાત્રિ સુવિચારો કરી;—
યમદૂત થકી ડરશે નહિ, દૃઢતાથી કદી ફરશે નહિ,
પ્રભુ નામ નિજ હૃદયે ગ્રહી, પછી જાશે માયા વિસરી;
માટે સુમતિ નિત્ય આપજો, નિજસમ કરીને સ્થાપજો,
નૃહરિ પ્રભુ કષ્ટ કાપજો, નિજ શિશુના પ્રતિ કરુણા કરી;—

## श्रीइष्टने दर्शन देवा प्रार्थना.

પદ. ૧૧૫ ( સુંદર શામળીયા. એ લય. )

પ્રભુ પ્રીતે મળજો, બાળી હું પદ મારૂં,
દુઃખ સર્વે દળજો, ટાળી હૃદય અંધારૂં;— પ્રભુ૦
વિષય વાસના સર્વે કાપો, સુખ રળવા સુબુદ્ધિ આપો,
મનના દોષો સહુ ઉથ્થાપો, હૃદયે જપું હું આપના જાપો.
ટાળો આ મારૂં તારૂં;— પ્રભુ૦
આસપાસ હું તમને ન્યાળું, તોડો મુજ અંતરનું તાળું,
છોડવો માયાનું જાળું, વૃત્તિ આ મુજ તમમાં વાળું.
લાગે વિષય જળ ખારૂં;— પ્રભુ૦
નિર્ખવા દિવ્ય નેત્રો આપો, નિજ શિષુને પ્રભુ હૃદયે ચાંપો,
દુઃખ સર્વે પ્રીતે કાપો, સાધકોને અભયપદ આપો.
નિર્મળ નામ તમારૂં;— પ્રભુ૦
આ ભવમાંથી અમને તારો, પ્રેમ કરીને નિત્યે ઠારો,
સર્વ સ્થળ આનંદ પ્રસારો, પ્રકટ થજો કરૂં હું પોકારો.
અન્ય શું જાણે બિચારૂં; પ્રભુ૦
ભેટવાને વલખાં મારૂં, મળવાને પ્રભુ આશા ધારૂં,
આપનું નામ ઘડી ન વિસારૂં, શ્રદ્ધા હું તો બહુ બહુ ધારૂં.
કયાં લગી હવે પોકારૂં; પ્રભુ૦
નિજ શિષુને પ્રભુ સ્હાયજ કરજો, નિજ અંકે લઈ દોષ વિખરજો.
હૃદયમાં ઝટ આવી વરજો, જ્ઞાનરશ્મિ અંતરમાં ભરજો.
નૃહરિ નાથ સંભારૂં;— પ્રભુ૦

---

## परमात्मामां तन्मय थनार वृत्तिनी निर्भयता.

પદ. ૧૧૬ ( ઘેલી થઈરે હું તો. એ લય. )

પ્રભુમાં ભળીરે હું તો પ્રભુમાં ભળી,
સાધી ભક્તિ સાચી હું, મારા પ્રભુમાં ભળી,
સુખ તણા સિંધુ માંહિ, હવે હુંતો ન્હાતીરે.
દુઃખના ડુંગરો સઉ મુજ ગયા છે ટળી રે;— સાધી૦

મટી લોહ સ્વર્ણ થઈ હું, સ્પર્શમણિ થકી રે,
ગાળી જીવપણું, ક્ષણમાં શિવ સ્વરુપે ઢળી રે;-- સાધી૦
માયા અંધારૂ સઘ ગયું છે છુપાઇ રે,
અજ્ઞાન આવર્ણો સર્વે દીધાં છે દળી રે;- સાધી૦
મોહ પિશાચ મુને, નિત્ય ભમાવતો રે,
જ્ઞાનાગ્નિથી તે હાવે ગયો પ્રજળી રે; સાધી૦
વિશ્વના પતિ જે પ્રભુજી, થયા તે મારા પતિ રે,
અષ્ટ સિદ્ધિ ને નવ નિધિયો મળી રે;-- સાધી૦
કોટી સૂર્યો કરતાં પણ, મુજ પ્રિયપ્રાણનું રે,
તેજ રહ્યું છે શું કહું અતિ ઝળહળી રે;— સાધી૦
શત્રુની હેન[1] શી છે, ધરી હામ કોઇ રે,—
કરી શકે મારા સામી ઉંચી આંગળી રે; સાધી૦
લૌકિક લજ્યાને છોડી, પ્રીતે પ્રભુને ભજી રે,—
ઇષ્ટ શ્રીઉપેન્દ્ર પ્રભુની સાથે હું હળી રે;-- સાધી૦

---

## परमात्मा स्मरण एज सत्य छे.

### પદ. ૧૧૭.

પ્રભુ પ્રભુ મુખથી કહેવું છે,-નહિ નામ અન્યનું લેવું છે,
નહિ નામ અન્યનું લેવું છે,-સદા પ્રભુ સ્મરણે રહેવું છે.
હીંડતાં ચાલતાં, બેસતાં, ઉઠતાં, લેવું પ્રભુશ્રીનું નામ,
ક્ષણ ના વિસારવા શ્રીયતિપતિને, હોયે શિરે અતિ કામ.
તોએ પ્રભુ ચિંતને વહેવું છે;—નહિ.
મિથ્યા તડાકા ન મારવા મુખથી કે, કરવા શ્રવણ નવ લેશ,
હરિ ચિંતી 'હરિમય થઇ જાવું', ટાળવો આ જીવ વેષ.
માયા અંધારૂં દહેવું છે;—સદા.
અજ્ઞાન આવર્ણ ટાળીને કરવો, જ્ઞાન રવિનો પ્રકાશ,
મન બુદ્ધિ ચિત પ્રભુમાં ગાળી, ષડ્રિપુનો કરવો છે નાશ.
બોધામૃત લેવું ને દેવું છે;—નહિ.

---

૧. મગદુર.

આવા પીવા નવ મળતું કદાપિ કે, વનમાંહિ થાએ નિવાસ,
ઓઢવા અંગે વસ્ત્રો મળે નહિ, તોએ ન ચિત્ત ઉદાસ.
પ્રભુ અર્થે દુઃખ સહેવું છે;—સદા.
નરહરિ ચિંતીને નરહરિમય થવા, જપવા નૃહરિ આઠે યામ,
અંતે શમીને શ્રીનૃહરિ માંહિ, થાવું અક્રિય નિષ્કામ.
જીવન મુક્ત થઈ સુખ લેવું છે;—સદા.

---

## પ્રેમનો પ્રભાવ.

પદ. ૧૧૮. ( ઘેલી થઇ રે. એ લય )

પ્રભુને નમું રે, મારા પ્રભુને નમું;
હું તો પ્રેમથી નિત્યે મારા પ્રભુને નમું.
છોડી સહુ ચિંતા પ્રભુના પદે હું શમું રે;— હું તો૦
અષ્ટ પ્રહર મારા, પ્રભુને હું સ્મરૂં રે,
ખેલું કૂદુંને પ્રભુ સંગે હું રમું રે;— મારા૦
મિષ્ટ આ ભોજન મુજને, લગારે રૂચે નહિ રે,
પ્રેમામૃત પ્રભુનાં નિત્યે, ભોજનો જમું રે;— હું તો૦
હસાવે, ખેલાવે મુજને, પ્રભુ સદા પ્રેમથી રે,
આણી ઉમળકો ત્યારે ત્યાં વિરમું રે;— હું તો૦
પ્રેમથી નિત્યે મારા, પ્રભુને હું સેવતો રે,
જેથી આ ભવચક્રે, જરી ના ભ્રમું રે;— હું તો૦
કરવા કસોટી મુજને, વ્હાલો કષ્ટ આપતા રે,
પ્રેમે સ્વિકારી એવાં, અનેક (કષ્ટો) ખમું રે;— હું તો૦
જોઈતું જે જે સમયે તે તે આવીને મળતું,
(તો) શાને હુ મિથ્યા મારા, મનને દમું રે;— હું તો૦
ચિંતામણિ રુપ મારા વ્હાલાને જોઇ રે,
ઉપેન્દ્ર પ્રભુને છોડી બીજે, કયાં ચુમું રે;— હું તો૦

---

## પરમાત્માના શરણને ચ્હાનાર ભક્તના ઉદ્ગાર.

પદ. ૧૧૯. ( પ્રભુને પ્રાણથી પ્યારા. એ લય. )

પ્રભુ હું આપ શરણે છું, જાણીને આશ ધારી છે.
જાણીને આશ ધારી છે, કરી પ્રીતિ તમારી મેં;— પ્રભુ હું૦

સઉ તનમન મેં સોંપ્યું, અહં પ્રભુ આપમાં સ્થાપ્યું,
( આપની કૃપાનું ) અનુભવ સુખ ન પણ માપ્યું,
જતી મતિ જેની હારી છે;— પ્રભુ હું૦
કર્યા સહુ કાર્ય મેં ખોટાં, થયાં નહિ એક પણ મોટાં,
મતિ મન આપમાં લોટચાં, હવે ત્યાં વૃત્તિ ઠારી છે;—પ્રભુ હું૦
કરે લોકો બહુ હાંશી, કટુ વચનો તણી ફાંસી,
પ્રભુ રાજ્યા રહી ત્યાં શી, કો જનને કહેવા વારી છે;—પ્રભુ હું૦
નથી શ્રદ્ધા હજી સાચી, વૃત્તિ પુરુષાર્થે પણ કાચી,
ન શેવું તોય પણ માંચી, સ્થિતિ આનંદકારી રે;— પ્રભુ હું૦
થયો છું દાસ હું તારો, માટે કહેજે સદા મારો,
નઠારો છું કે હું સારો, સઉ પણ તે વિસારી દે;— પ્રભુ હું૦
હવેથી રાખજે એવું, પડે નહિ કોઇને કાં કહેવું,
સદા સુખમાં મચી રહેવું, અધમ સ્થિતિ આ નિવારી દે;—પ્રભુ હું૦

---

## विविध प्रकारनी निशिद्ध क्रियाओ शेवतां छतां परमात्मनुभव करवा बाह्याचार सेवे तोपण त्यां श्री इष्टनो निवास होतोज नथी.

પદ. ૧૨૦. ( અજબ બહાર શી બની. એ લય. )

પ્રભુ કયમ ઉરે વસે.
ભક્તિ કરે કે ભાલે ભસ્મ જો ઘસે. (૨)
તોય દેખું પ્રભુ દૂર સદા, તેથી તો ખસે;— કયમ ઉરે૦
ઉધેવ માટી તણા તથા, ધુમાડાના ગોટ,
ગંદવાડ ઘરમાં ઘણો, હોય સળાનો લોટ.
એવા ગ્રહમાં કહોને કોઇ, રહેશે કે જરી ?
જુઓ શ્વાન પણ બેસે છે, જગા સ્વચ્છતો કરી;— કયમ૦
જીવ જંતુ પશુ પક્ષીને, વળી આ માનવ જાત,
સહુને વ્હાલી સ્વચ્છતા, નિયમ કુદરતી (એ) ખ્યાત.
તો પ્રપંચ પાખંડે મલીન, ઉર જ્યાં ઘણાં,
જુઓ રાફ વળ્યા અણુ અણુ વિકારથી ભર્યા;— કયમ૦
વિવિધ વ્યસનોએ કરી, ચઢયો ઉરમાંહે કાટ,

ધુમાડાના ગોટથી ( અહા ! ) શો ઉરનો ચળકાટ.
તેવા સ્થાને પધરાવા પ્રભુ, પ્રેમથી ભજે,
આહ્યાચાર વિવિધ શેવે પણુ, મલીનતા ના ત્યજે;— કયમ૦
એમ પ્રભુ નવ આવશે, કરો પ્રયત્ન શીદ વ્યર્થ,
અંતર બાહ્ય નિર્મળ કરી, તેડો પ્રભુ તદર્થ,
ધ્યાન રાખજો પ્રભુના જેવી, સહુ કૃતિ ભણો,
વદો અમૃત સમ વાણી સર્વ, દોષને હણો, તો ઉરે વસે,
પ્રભુ તો ઉરે વસે.
આપી હાથ તાળી તારી, સાથ નિત્ય હસે,
જરી સ્મરતાં નૃહરિનાથ તું પ્રતિ, વેગથી ધસે, તો ઉરે વસે.

---

## શરણે રહેનાર વૃત્તિ,

### પદ. ૧૨૧.

પ્રભો હું સદા તમ શરણે રહ્યો છું, વહ્યો છું આ...પને સ્મરણે. સદા૦
હરનિશ આપનો મંત્ર ઉચ્ચારૂં, શ્રદ્ધા સાચી હું આપમાં ધારૂં,
કાં જે આપ નિયામક છો લહી, વદુ કેમ ઉર મારૂં;— સદા૦
સાચી મેં આશા આપની ધરી છે, જગત જનોની પ્રીત હરી છે,
અર્પી તન મન મતિ હું ગાળી, દૃઢ ભકિત આદરી છે;—સદા૦
નિજ ભકતોને લાડ લડાવી, દીધા અતિ હર્ષેજ ઝુલાવી,
તેમ પ્રભુ નિજ શિષુ લહીને રહો, મુજ ઉર પદ ઠમકાવી,—સદા૦
આપનો બાળ કહો કયાં જાશે, સિંહ ક્ષુધિત કહો તૃણુ કેમ ખાશે,
એવો અચળ આ ટેક ગ્રહ્યો કૃપા કરો નૃહરિ ગુણુ ગાશે;—સદા૦

---

## परमात्म कृपानो रणकार.

પદ. ૧૨૨. ( લાવણી. )

પ્રભુ કૃપાનો ઝણઝણાટ અહાં ! ઉરે શો થાય.
અહા ! ઉરે શો થાય, અણુ અણુમાં નિહાળાય;— પ્રભુ૦
ચિતિજ્યોતિ અંતરે, આ પ્રકટતી ભળાય,
આગંતુક દુઃખ તેના તેજમાં શમાય;— પ્રભુ૦
શાન્તિ શાન્તિ શાન્તિ, સર્વ સ્થળ મહિં છવાય,
ભ્રાન્તિ આ જીવત્વ તણી, સહજમાં વિલાય;— પ્રભુ૦

ભયની ભયાનક રાત્રિમહિં, નિર્ભયતા જણાય,
વિશ્વમહિં, દશ દિશ મહિં, પ્રભુની પ્રતિભાય;— પ્રભુ૦
આકાશ, પાતાળ, સૂર્ય, ચંદ્ર, વાયુ અને જળ માંહ્ય,
પાષાણ, પ્હાડ, વનસ્પતિ, ભૂમહિં, પ્રભુ નિવસ્યા જણાય;–પ્રભુ૦
અદ્દભુત લીલાની અગમ્યતા, પ્રભુની આ ઉરમાંહ્ય,
અવનવો અનુભવ થાય સુખથી, તે વર્ણી ન શકાય;— પ્રભુ૦

---

## परमात्मा सिवाय अन्य कोइथी पण इप्सितार्थ पुराता नथी.

પદ. ૧૨૩. ( પતિ વિના પ્રેમદાના મનના. એ લય. )

પ્રભુ વિના પ્રભુ ભકતો કેરા પૂરાય કોથી કોડ ?
કહો વીર પૂરાય કોથી કોડ ?
જગ કિરતારે રચી ભલે જગમાં, વસ્તુ વિવિધ કરોડ. (૨)
ધનપતિ નરપતિ નજરે ન્યાળો,
તથા મિત્ર સ્ત્રી સુત પ્રતિ ભાળો;
યોગી મુનિ સિધો ઋષિમાં પણ, છે દેખાતી ખોડ,
ઇપ્સિત પૂરવાની છે ખોડ;— પ્રભુ વિના૦
પ્રભુ વિના કોથી ન અપાતુ, સૌ સુખ મૂળ પ્રભુપદ દેખાતું,
પ્રભુની મહદ્ કૃપા વિણ કહો કેમ, સુવાય તાણી સોડ.
સુખમાં સુવાય તાણી સોડ;— પ્રભુ વિના૦

---

## परमात्मा प्रति पोकार करती वृत्तिना आलाप.

પદ ૧૨૪.

પ્રિયતમ ગુરુ મમ, શિષુ તમ તમસમ આજે આ પોકારે છે. (૨)
હરનિશ આપ સ્વરુપની ધુનિને લગાવી અંતરે,
હાવે હું શું કરૂં, કયાં જઇ કહો ઠરૂં,
આશ કોની ધરૂં, કો સાથે વિચરૂં.
એમ તો ઉચ્ચારે છે, પ્રભુ એમ તો ઉચ્ચારે છે;– પ્રિયતમ૦
આપ વિના આ વિશ્વ જનો તથા, વિષયોની ના ધરે,
—પ્રીત, હરી નિત્ય, ત્યજી અનિત્યને,
સ્મરીને નવનિત્ત, પ્રેમ ધરી નિત્ય,

વૃત્તિ ચરણે ઠારે છે ( ૨ );— પ્રિયતમ૦
વ્યવ્હારમાં રહી વિરકત સદા પ્રભો, આપ ભક્તિ આદરે,
ભૂલીને જીવભાન, બની ગુલતાન, રહી મસ્તાન, તમારૂં ગાન.
કૃપાનું પાન કરવા ધારે છે ( ૨ );— પ્રિયતમ૦
માટે કરો નિજ શિષ્યને નિજ સમ ઉર બ્રહ્મજ્ઞાન તો ખરે,
ભરજો એ નરહરિ, અમિદૃષ્ટિ ધરી,
જેથી રહે વરી, સૌ સિદ્ધિ વશ કરી.
જય જય તમ વિસ્તારે જે ( ૨ );— પ્રિય તમ૦

---

## પૂજન.

પદ ૧૨૫. ( સાધુ તે જનનો સગ. એ લય )
પ્રેમે કરૂંરે પૂજન પ્રભુજી તમારૂંરે પ્રીતે,
હું છું સેવક દીન જન, માની લેજો રૂડી રીતે.
આપનું પૂજન કરવાને આજે, લાવ્યો ચિંતન ચંદન;-પ્રભુજી૦
પ્રીતે કરીને પ્રભુજી સ્વીકારો, પ્રેમનાં પુષ્પો રંજન;— પ્રભુજી૦
શુદ્ધ વિચારોનો ધૂપ ધરીને, કરૂં હું તમોને પ્રસન્ન;- પ્રભુજી૦
શુદ્ધ હૃદય રુપી થાળ આ પીરસ્યો, શ્રદ્ધા રુપી ભોજન; પ્રભુજી૦
નૃહરિ પ્રભુ આ પૂજન સ્વીકારી, કરો શિષુને ધન્ય ધન્ય;-પ્રભુજી૦

---

## સ્તવન.

પદ ૧૨૬.

પ્રેમ થકી આજે સ્તવીએ પ્રભો !

નરહરિ દાતા નિભાવી લેજો, આપ શરણુ ગ્રહ્યું માટે વિભો;—પ્રેમ૦
દિન પ્રતિદિન પ્રગતિ અમ કરવા, તન મન દોષ તિમિર વિખરવા,
આપમાં ઠરવા આજે વિભો;— પ્રેમ૦
આશ ધરૂં નવ લેશ હું કોની, સ્થિતિ કરો (મુજ) દૈવી ન જીવોની૦
જ્ઞાન તણું દાન દોને વિભો;— પ્રેમ૦
દુઃખ, ભય, કલેશને સદ્ય પ્રજાળી, ઈર્ષા અસુયા દેજો ટાળી,
આપ સામું રહો ભાળી વિભો;— પ્રેમ૦

આપ સ્મરણુ અહોનિશ અંતરમાં, લેશ ન ડરૂં હું કોથી ભૂસ્વર્માં,
માયાની ભ્રાન્તિ આ હરવા વિભો;—                    પ્રેમ૦
ઉન્નતિ શૃંગે સ્થિતિ કરાવો, નયન નિકટ નરહરિ હવે આવો,
અમિધારા વર્ષાવો વિભો;

---

### अधिक स्नेहमां निमग्न करी अचानक त्याग करी जनार प्रियतम प्रति उत्सुक वृत्तिनां वचनो.

પદ ૧૨૭.

બાંધેલી પ્રીત પ્યારા પાળ્યાની રીત છોડી,
આજે થયા કાં નમેરા નમેરા.
વાવી વૃક્ષો ન રહ્યા આપ કેમ પોષવા,
દૃષ્ટિ કરોને સર્વ માંડયા છે શોષવા,
નિકટ આવી ગયા આઘેરા આઘેરા;—          બાંધેલી૦
આવું કરવુંતું ત્યારે વિજયી થયા શું જગે,
આપની વાસના દશદિશ મઘમઘે.
કો’ને નાંખ્યા છે કયાં છે ડેરા કયાં છે ડેરા;—  બાંધેલી૦
આપની ઓથ્ય હતી સઉ સાધક વર્ગને,
એ વિણુ પણુ જેણે શોંધ્યો સંસર્ગને;
તે સઉ થયા છે દુઃખેરા દુઃખેરા;—          બાંધેલી૦
જાણું વ્હાલા જે આપ આજ કાલ આવશો,
વીલાં વદન આવી પ્રેમથી હસાવશો.
પણુ તો પડયા છે વૃથા ફેરા, વૃથા ફેરા;—     બાંધેલી૦
ભૂપર રહીને આપે કાર્ય ઉંચાં સાધીયાં,
તેથી કરીને પ્રેમી જનને હેત વાધીયાં.
કયારે દેખીશું આપ ચ્હેરા, આપ ચ્હેરા;—     બાંધેલી૦
આપ જશો એવું કદી જાણ્યું નહોતું અમે,
ભુલાવી ઓચિંતા ચાલી ગયા શું તમે.
જાણુત એવું તો મૂકત પેરા, મૂકત પેરા;—     બાંધેલી૦

નિજ જનને હવે પ્રભુ વધુ ના ટવળાવશો,
સંકેતવશાત્ આવી સુખમાં મ્હલાવશો.
સ્મરીએ વિશ્વવંદ્ય બોધ તેરા, બોધ તેરા;— આંધેલી૦

---

## इष्ट वियोगी वृत्तिनो आक्रंद.

પદ૰ ૧૨૮.

આંધેલી પ્રીતિ કાં છોડી રે, છોત્તમજી,
અમને આજે દીધા કાં તરછોડી.
જ્યાં ત્યાં વિરાજો વ્હાલા, હાસ્ય રૂડાં કરતા ત્યાં ત્યાં.
કોને હસાવા ગયા દોડી રે;— છોત્તમજી૦
વિવિધ પ્રકારે જ્ઞાનામૃત, નિજ જનને પાતા,
આજે પાશો કોને ચિત્ત ચોડી રે;— છોત્તમજી૦
કરવો વિયોગ જ્યારે, હતો નિજ બન્ધુ કેરો,
તો પ્રીતિ કીધી કાં ના થોડી રે;— છોત્તમજી૦
મધ્ય દરિએ મૂકી અમને, અદૃશ્ય થયા શું ત્રાતા,
કોણ હંકરશે હવે હોડી રે,— છોત્તમજી૦
વિવિધ રુપ ગુણ વાળા, ઘાટ ઉપજાવી આજે,
રાજી થયા શું તેને ફોડી રે, છોત્તમજી૦
રૂચ્યો ન સહવાસ અમારો, કે જવું આપે ધાર્યું,
પ્રીતિ નરહરિ પ્રભુથી શું જોડી રે;— છોત્તમજી૦
વિશ્વવંદ્ય પ્રભુ ઓ સ્તવીએ, કૃપા કરી વેગે આવો,
નિંદમાંથી કાયાને કરમોડી રે;— છોત્તમજી૦

---

## बन्धुओने प्रतिदिन विजयी थवा आश्वासन.

પદ૰ ૧૨૯. ( હું છુ ચેલો નૃસિંહ ગુરુનો. એ લય. )

બન્ધુ તુજ વિજય વિજય દશ દિશ, લહીને વિશ્વમાંહિ ફરજે.
વિશ્વે ફરજે, હરિગુરુ સ્મરજે, અખંડ તુજ ઉર માંહિ.
વિજય દાતા પરમાત્મા બિરાજે, છે જો તુજ શિરે ભાઇ. બન્ધુ૰
અવિજય અનેક વાર મળે પણ, સત્પ્રયત્ન નવ ત્યજજે,
અવશ્ય વિજયજ મળશે તુજને, એ દૃઢતા ઉર સજજે,—બન્ધુ૰

જગના જીવ તણી જે સ્થિતિ આ, તેવી સ્થિતિ નવ તારી,
કાં જે ઉચ્ચ આશયી થયો તું (જેથી) પ્રગતિ સદા થનારી;–બન્ધુ૦
જીવ ક્રમે ક્રમે અવનતિ પામે, તું નવ તેપર રાજે,
શિખર સ્થિતિ નિર્માણ, થઈ છે, તારા માટે કાં જે;— બન્ધુ૦
દુખ ભય કલેશ તથા ચિંતામાં વિશ્વ અહોનિશ રહેતું,
પ્રભુ ન્હાડેથી આનંદામૃત જો તું જ માટે વહેતું;—
માટે બન્ધુ દૃઢ શ્રદ્ધા ધારી, ઉરમાં પ્રભુ ભક્તિને,
પ્રણિપાત કરજે અતરમાં, ઉતરી ચિતિશક્તિને,—
ઉપેન્દ્ર નરહરિ પ્રભુતો તારૂ, કો દિન અશુભ ન કરશે;
અનન્ય પ્રેમથી યજીશતો તુજને, શિવપદમાં સદ્ય ધરશે;—

---

## आत्म प्रदेशमां जवा साधक बन्धुओने निमंत्रण.

પદ. ૧૩૦ ( ગુરુ આવોતો કંઇ કંઈ બતાવું એ લય. )

બન્ધુ આવો તો દેશમાંહિ જઇએ,
સદાય ઇષ્ટ ધ્યાન ધરી ઇષ્ટરુપ થઇએ.
મન મળ સઘળા ઉરેથી આજ ટાળીએ,
અહંપદ આ આપણું શ્રીઇષ્ટમાં ઓગાળીએ,
ષડ્રિપુને જીવ વેષ દહીએ;— બંધુ૦
ભ્રાન્તિ આ માયાની દઇએ બિલાવી,
પ્રભુને વશ કરીએ લઇ ભક્તિરુપી ચાવી,
પ્રતિદિન પ્રગતિ પંથે વહીએ;— બંધુ૦
આત્મસ્વરુપની વિશાળતાને ન્યાળીએ,
હૃન્નભમાં ચિતિપતિરુપને નિહાળીએ.
શિખરે સ્થિત થઇ રહીએ;— બંધુ૦
અહો નિશ અખંડ મહદ્શાન્તિ ઉરે ધારીએ,
નેત્રો પરમાત્માના ચર્ણોમાંહિ ઠારીએ,
નિર્મળ આનંદમાંહિ નહીએ;— બંધુ૦
ઉન્નતિના શૃંગે વિરાજીને આપણે,
બનીને શિવરુપ રહીએ ન જીવ તાપણે,
સુખે નૃહરિના ગુણ ગઇએ;— બંધુ૦

---

## भक्ति साधवा सुबोध.

પદ. ૧૩૧. ( ઘેલી થઈરે હુતો. એ લય. )

ભક્તિ કરોરે પ્રેમે ભક્તિ કરો, વીરા ઉપેન્દ્ર પ્રભુની પ્રેમે ભક્તિ કરો.
મુખે ન સ્મરોરે બીજું મુખે ન સ્મરો,
એક ઉપેન્દ્ર પ્રભુ વિણુ બીજું મુખે ન સ્મરો;— વીરા૦
કામ ક્રોધ લોભ ચિંતા, દ્વેષાદિ રિપુઓ હણી રે,
અંતર શુદ્ધિ કરી મનના મળો સહુ હરો;— વીરા૦
દૃશ્ય ભાન ભુલી સર્વે, ટાળી ઉપાધિને રે,
માત્ર હૃદયે શ્રીપતિના ધ્યાનને ધરો;— વીરા૦
જે જે જોઇએ તે મળતું, સદા પ્રભુ ભક્તિથી રે,
જાણો છતાં કયમ બીજે, ભ્રમતા ફરો;— વીરા૦
વિષય કિચમાંહિ વીરા, ગોથાં શું ખાતા રે,
ભક્તિ નોકાને ગ્રહી આ, ભવાબ્ધિ તરો;— વીરા૦
પ્રભુ ભક્તિ શેવી સદ્ય, પ્રભુમય થાવા રે,
ધારી શ્રદ્ધા વીર સંતત, પ્રયત્ન આદરો;— વીરા૦
મીઠું બિંદુ નવ મળતું, ખારા આ સંસારમાં રે,
શેવો ભક્તિ નિત્ય જે છે, અમૃત ઝરો;— વીરા૦
ફાંફાં સહુ છોડી વીરા, ભજો પ્રભુ પ્રીતથી રે,
શિરે શ્રીઉપેન્દ્ર પ્રભુ લહી, મસ્ત વિચરો;— વીરા૦

---

## यथार्थ भक्ति एज मोक्षनुं द्वार छे.

પદ.:૧૩૨. ( જશોદાના જાયા ડાયા. એ લય. )

ભક્તિ સાધો મારા વીરારે, મળવા મોક્ષ બારી.
કટિ કસજો રણધીરા રે, આઠે યામ ઉરે,
માયા મહા વિકારથી, ભરી સભર સંસાર,
વીરલ કો તેને વશ કરી, ઉતરે આ ભવ પાર;— મળવા૦
સ્નેહી જન મિત્રો ઘણા, આ વિશ્વે દેખાય,
પણ તે સર્વે જાણજો, સુક્ષ્મ તરુની છાંય;— મળવા૦

સ્વાર્થે સહુ મિત્રો થતા, સ્વાર્થે માને બાપ,
સ્વાર્થ સકલ વિશ્વે ભર્યો, જ્યાં ત્યાં સ્વાર્થ અમાપ;— મળવા૦
શત્રુ સર્વે આપણા, કામ ક્રોધ કહેવાય,
લોભ મોહ પણ દુષિત છે, જ્યાં ત્યાં શોક ભળાય;— મળવા૦
ચિંતા ચતુરાઇ કરી, આવે આપણી પાસ,
હાડ માંસ સર્વે હણી, તનુને કરતી લાશ;— મળવા૦
વિકાર માત્રને વશ કરી, ભય નવ પામો લેશ,
દોષો સર્વે ટાળીને, ધરજો પ્રભુરુપ વેશ,— મળવા૦
હું પણું સઉ ઓગાળીને, પ્રભુ પર ધરજો પ્યાર,
કસજો કટિ તત્પર થઇ, મળવા સતસુખ દ્વાર,— મળવા૦

---

## વિષયમાં ભ્રમતા જીવને સુબોધ.

પદ. ૧૩૩. ( કુમ કુમ પાય ધારીરે. એ લય. )

ભ્રમી ભ્રમી વિષયે ધાતો રે, કેમ પ્રભુ નવ સ્હાતો રે,
થઇ રહ્યો મદમાતો રે, જાણે મહિષ છે રાતો રે;— ભ્રમી૦
વીર વિષયો જોઇ તું શું મલકાતો,
અભિમાન ધરી આનંદે ઉર છલકાતો.
કરે ન હજી પ્રભુ સંગરે, શું વિષયે રંગાતો,
રહ્યો સદા ભટકાતો;— ભ્રમી૦

---

## આધુનીક સામાન્ય ભક્તોનું સ્વરુપ.

પદ. ૧૩૪. ( દેખો સખી ડોલરીઓ. એ લય. )

ભાળો આ ભક્ત હાલના જે,
કરે છે કેવો જગતનો સુધારો.
ઘર ઘર ફરતાને ચેલાઓ મુડતા,
હાંરે સમજે નવ અર્થ કોઈ સારો;— કરે છે૦
ટીલાંઓ તાણતા ને માળાઓ ઘાલતા,
હાંરે વળી કંઠે કુમરાના શણુગારો;— કરે છે૦

ઘર ઘર તંબુરા મંજીરાને લેઇને,
હાંરે કરતા ફરતા નિશદિન ભટકારો;— કરે છે૦
ગાતા ભજન કાઢી ઘાંટાઓ કારમા,
હાંરે રાહ જાણે ગર્ધવનો ભુંકારો;— કરે છે૦
સમજે ન કાંઈ બોધ જેને તેને દેતા,
હાંરે કરતા આડી આડી વાતનો લવારો;— કરે છે૦
(કોં તો) ગુરુ થઇને ફરે ઘેર ઘેર માગવા,
હાંરે કાઢે એળે અમુલ્ય જન્મારો;— કરે છે૦
આડંબર ધારી ભક્તિ બ્હારથી દેખાડતા,
હાંરે કરે અંતરમાં નિત્ય કુવિચારો;— કરે છે૦
ઉપદેશ આપતા વેચાતો શિષ્યને,
હાંરે અમુક દ્રવ્ય કરી લેવાનો ધારો;— કરે છે૦
વ્યસની દુર્ગુણી અને દાંભીને લોભી,
હાંરે કરે એવા શું શિષ્યનો સુધારો;— કરે છે૦
શાન્તિ ન સાચી ઉરમાં દેખાતી જરી,
હાંરે કટુ વેણ સુણતાં થાતો બહુ તપારો;— કરે છે૦
સાચા ન ભક્ત પણ એ છે ઠગારા,
હાંરે સંગ કરતાં વીર અંતરે વિચારો;— કરે૦ છે૦
હિમ્મત કહે છે સાચા સદ્‌ગુરુ શેવજો,
હાંરે જેથી આવે આ ભવનો કિનારો;— કરે છે૦
કરે છે સદા શિષ્યનો સુધારો.

---

**પોતે પોતાનુંજ કર્તવ્ય સાધવાનું છે. અન્યના કાર્યમાં લેશ પણ માથું મારવાનું નથી.**

પદ ૧૩૫.( ભાઈ શુભ દ્રષ્ટિ કરતાં શિખ. એ લય. )

ભાઇ તું સાંભળી મારી શીખ, વિચારી જો અમૃત કે વિખ,
શીખ આ મારી શ્રવણે કરી તું, અંતર માંહે ધાર,
શુભ લાગે તો સંગ્રહ કરજે, નહિ તો ત્યજજે યાર;— ભાઈ૦

કોઈ જાતું જો દેશ વિદેશે, (કે) અમુક કાર્યને સારૂં,
તો તું પુછીશ કાંઇ ન તેને, જો શુભ ઇચ્છે તારૂં;--     ભાઇ૦
જરૂર વિણુ તું વાત કરીશ નવ, કોઇની સાથે વીર,
કે નવ શ્રવણે ધરજે મિથ્યા, થાય વાત કથીર;—     ભાઇ૦
કોઇની વાતમાં બોલીશ નહિ કદી, જણાવા તુજ શાબાશી,
મૌન ધરીને શ્રવણે કરજે, નહિતો થાશે હાંશી;--     ભાઇ૦
વખોડી કાઢી કોઇને તું કદી, અભિમાની નવ થાજે,
અશુભમાં પણ શુભને જોવા, નિત્યે પ્રેમે ધાજે;--     ભાઇ૦
સુણે ન કોઇ જો શબ્દજ તારો, તો ( બોલવા ) પ્રયત્ન નવ કરજે,
હસ્તે વદને હરિગુરુ સ્મરવા—ને વેગે સંચરજે;--     ભાઇ૦

---

## परमात्म स्मरण करवा सुबोध.

પદ ૧૩૬.     ( પુનમ ચાંદની. એ લય. )

ભાવે ભજી લે તું ભવતારણ ભગવાનને રે,
જેથી ટળે તારાં જન્મો જન્મનાં પાપ;—     ભાવે ભજીલે૦
મૂઢ મતિનો પ્રાણીયો, માયા માંહિ કસાય,
મારૂં મારૂં કરીને વળી, મિથ્યા મોહે ફસાય.
વીરા માયારુપી ત્યાગી દો સંસારને રે,
બાંધોને તમે પ્રભુ સાથે એકતાર;--     ભાવે૦
કામ ક્રોધ વશ થઇ રહ્યો, લોભ, મોહ પર પ્રીત,
ઇર્ષા, અસુયા, દ્વેષથી, થઈ રહ્યો પ્રજલિત.
ધારી પ્રીતે તુંતો શોકે સદા શમી રહ્યો રે,
સમજી લેને આવરદા તુજ એળે જાય;—     ભાવે૦
હિરો હાથે છોડીયો, સુંદર કાચ પર પ્રીત,
ગુલાબ છોડીનેજ તું; બાવળ પર તુંજ ચિત્ત.
તેમાં વિચારી જો સારૂં થયું શું સર્વથી રે,
આવી માયા ગ્રહમાં શું સાધ્યું તેં હિત્ત;—     ભાવે૦
પરમાર્થે પાછો પડી, સ્વાર્થ સાધવા જાય,

પ્રપંચમાં નિત્યે રમી, મિથ્યા શીદ અથડાય.
માટે સમજીને શેવો સદ્‌ગુરુ સંગને રે,
જ્યાં ત્યાં સંત સમાગમનો શોધો તમે સાર;— ભાવે૦
દોષો સઘળા ટાળીને, જોડી પ્રભુ પર પ્યાર,
હું પણું સઉ ઓગાળીને, થાજે એકાકાર.
વૃત્તિ પ્રભુમાં વાળીને નરહરિ પેખજે રે,
હેતે હરિ ભજીને તું ઉતરી જા ભવપાર;— ભાવે૦

---

## तमे कंइ प्राप्त कर्युं ?

પદ ૧૩૭. ( ભાઇ શુભ દ્રષ્ટિ કરતાં શિખ. )

ભાઇ હું પુછું તમને આજ, કહો શું કમાયા આ ભવમાંજ.
સાચી કમાણી કરી તમે કે, મિથ્યા મોજજ મારી,
ખોટ ગઇ તમ વ્યાપારે કે, આવી તરવા વારી;— ભાઈ હું૦
મોટા થઇને ફર્યા વિશ્વે પણ કાર્ય ઉંચુ કંઇ કરીયું ?
કે સોટા જગમાંહિ ચલાવી, પાપે પેટજ ભરીયું;— ભાઈ હું૦
સ્નાન કરી સંધ્યામાં બેસો, મોટી પલાંઠી વાળી,
પુકૂવાડા મારો નસકોરે, નેત્રો દેતા ઢાળી;— ભાઇ હું૦
ભસ્મોના લીટા કરી ભાલે, ચંદન ખુબ ચોપડતા,
સિદ્ધિ મળી કંઇ કહોને નિત્યે, માળા ગ્રહીને બબડતા;—ભાઇ હું૦
કથા વાંચતા તથા સુણતા, કરે કોઇ પ્રભુ કીરતનને,
તથા કોઈ પુસ્તક વાંચીને, કરતા આનંદ મનને;— ભાઇ હું૦
દેવળ દેવળ ભટકી કરતા, જય જયના ઉચ્ચારો,
તથા તિર્થો અડસઠ કરીને, કાઢયો સહુ જન્મારો,— ભાઇ હું૦
આમ કરો નિત્ય પણ હું પુછું, તમને આજે ભાઇ,
વિવિધ વિઘ્નને કે તનમનના, મળ દીધા શું દબાવી;—ભાઇ હું૦
તથા સાચી શાન્તિ અંતરમાં, કહો કદીએ અનુભવી છે,
કે આનંદ તણી લહરીને, અણુ અણુ પ્રકટાવી છે;— ભાઇ હું૦
શોખીન થઇને ફર્યા જગતૂમાં, માથે અત્તર ઘાલી,

બૂટ, કોટ પાટલુન ચઢાવો, છત્રી હાથમાં ઝાલી;— ભાઈ હું૦
રહ્યા, બીસકોટ તથા સીગ્રેટો—તણા સડાકા માર્યા,
પણ કહોને કોઈ દિન શુભ અંતર—થી પ્રભુને સંભાર્યા;—ભાઈ હું૦
ભલે ડાહ્યા તમને જગ માને, હું પણ માનું ત્યારે,
પરમાત્મા તમ અંતરમાંહિ નિવસ્યા રહે સદારે;— ભાઈ હું૦
વસ્તીપત્રકમાં ગણત્રી થઈ, તેથી ન જાણું હું જનમ્યા,
પણ પ્રભુપદમાં ગણાઓ ત્યારે, જાણું હું માનવ તનમાં;— ભાઈ હું૦
વિવિધ વિભવ ભલે વિષયો શેવો, ત્યજવાનું નથી કહેતો;
પણ ઇચ્છું જોવા તમમાં હું, ચિતિ સૂર્ય ઝગઝગતો;—ભાઈ હું૦
વિલાં મુખ જગને ન બતાવો, પણ આનંદિત કરજો,
પ્રભુ સ્મરી પ્રભુરુપ થઈને બંધુ, વિશ્વે નિર્ભય ફરજો;—ભાઈ હું૦

---

## षड्रिपुओ मनुष्यने केटली हानी करे छे तेनो विचार तथा स्वरुप.

પદ. ૧૩૮ ( પારકાને કહેતો જે પાઘડી બળે છે એ લય, )

ભાઈ આ વાળે છે કોણ ગોટાળા રે,
જો જો ધૂતો એ માયાવાળા,
માયાના યાર થઈ માયાના પ્યારમાં,
કરતા વિવિધ જુઓ ચાળા.
કામ નામ જેનું જુઓ આવે છે દોડતો,
ઉરમાં વિષયના ઉછાળા રે;— ભાઈ આ૦
ક્રોધ જુઓ દાંત કકડાવતો આવે છે,
ડોળા પીળાને લાલ કાળા,
લોભ જાણે આનું તેનું સર્વે લૂંટી લઉં,
આવે એમ નાખતો બોતાળા રે;— ભાઈ આ૦
મોહનો મરોડ જાણે મશ્કરીઓ નારીઓની,—
કરવાને ઉરમાં ઉચાળા;—
મદનો મત્સર કાંઈ માતો નથી જાણે,

જગમાં જનમ્યા છે છોગાળા રે;— ભાઇ આ૦
શોકનું સ્વરુપ જાણે સ્મશાનમાંથી,
આવ્યા છે સૂંતકવાળા,
હોશ કોશ સર્વે ઉડી જાતા શરીરના,
ભલે હોય મર્દ જો મુછાળા રે;— ભાઇ આ૦
સ્વાર્થ નવ વાત કરે પરમાર્થ કેરી,
પણ ભેગાં કરે ટંકશાળ વાળા;
પોતે પોતાનું ભરવાને સમજે પણ,
અંતે એને કર્મે ઇંટાળારે;— ભાઈ આ૦
દ્વેષ તણો વેષ જુઓ વિચિત્ર ભાસતો,
હાથમાં છે ભાલા અણિઆળા,
અદ્દભુત ઇર્ષાનું હા ! રુપ શું ભળાતું,
શરીરે વળ્યા છે ઓઘરાળા રે;— ભાઈ આ૦
ચિંતાની ચંચળતા હસવું ઉપજાવે એવી,
કરતી ઘણાનાં ઉર કાળાં,
વિણ મુખ લોહી માંસ ચુસી લેતી જુઓ,
કરતી શરીર હાડમાળા રે;— ભાઈ આ૦
માયાના દૂત આવા ખાવા મનુષ કેરાં,
તન મન જે હોય સત્વ વાળાં,
બળ નથી પણ જુઓ કળથી પ્રવેશતા,
ઉરનાં ઉતારી ચણિઆરાં રે;— ભાઇ આ૦
અજ્ઞ જીવો આવા વિચિત્ર વિકારથી,
હરનિશ પડેલા કેદ ભાળ્યા,
પણ નહિ બંધાયા ને બંધાશે નહિ ખરા,
નરહરિ નાથના બાળા રે;— ભાઇ આ૦

---

## आधुनीक मिथ्या साधुओनुं स्वरुप.

પદ. ૧૩૯. ( લય પુર્વોક્ત. )

ભાઇ જુઓ સાધુ થઇ શું કમાયા,
કહોને ઉરે વિકાર કયારે શમાયા,
મિથ્યા સાધુનો વેષ ધારીને ભગવાં કરી,
અંગે ભભુત લગાયા,
ઘર ઘર ફરીને અહલેક જગાવતા,
માગતા ભીખ કહી મૈયા રે;— ભાઇ જુઓ૦
અંતરમાં નારીઓની ઇચ્છાને ધારતાને,
કાળી રોટી પર માયા,
અલમસ્ત જેવા હોય અંગે છતાં કહે,
કચુંએ ગાંજા બનવાયા રે;— ભાઈ જુઓ૦
કોની પાસે માગતાં તે આપે ન કાંઇ ત્યારે,
કહે સાલા દાસી બચ્ચાયા,
તથા ક્રોધાવેષમાં આવી જઈને બકે,
મુખથી જેમ તેમ ભૈયા રે;— ભાઈ જુઓ૦
ત્યાગી થઇને ફરે વિશ્વે જુઓ આ,
વિવિધ વેષને ભજાયા,
બૂટ કોટ લોટ માગી ખાઇને રહેરે છે,
કરે ભોળા જનોને ભરમાયા રે;— ભાઇ જુઓ૦
ગુફામાંથી જાણે હાલ હોય નીકળ્યા,
એવા વેષો દર્શાયા,
મૂઢ જનો પણ તેને ચર્ણે નમે છે સદા,
જાણે ભગવાન ભૂપર આવ્યા ! રે;— ભાઇ જુઓ૦
કામ, ક્રોધ, લોભ, મોહ, ઇર્ષાના દાસ જુઓ,
દેખાતી ન શાન્તિની છાયા,
કોઇ તો ફરે છે મુડી ચેલાને મસ્ત થઈ,
જાણે કૂતરા હડકાયા રે;— ભાઈ જુઓ૦

આવા મનુષ્યોને ઓળખી જતા તે,
જાતા ન કદિએ ઠગાયા,
પણ વિચિત્રતા જગ કેરી જોઇને,
રહેતા અખંડ મલકાયા રે;— ભાઈઆ૦

---

## જીવત્વમાં સડેલા મનુષ્યોથી શિવત્વનું સ્વરૂપ સમજાતું નથી પણ ઉલટા પોતાનું જીવત્વ દર્શાવા સામાને બોધ દે છે.

પદ. ૧૪૦ ( લય પુર્વોક્ત. )

ભાઈ તમે ચાળા શા આવા કરો છો,
જેમાંને તેમાં મિથ્યા પૈસો શું વેરો છો.
આમ કહી બોધ કોઇ જનને કો દેતા,
વસ્રો સારાં શું પ્હેરો છો,
ભવિષમાંહિ સદા આવાં મળશે કયાંથી,
વિચાર એ કંઈ કરો છો રે;— ભાઈ૦
પૈ પૈ મેળવવાથી પૈસો પેદા થાય,
પૈસેથી રુપિઓ ખરોજ,
રુપિઓ હોય તે તૂટી જતો ઝટ,
પૈસો પૈસો જો વાપરો છો રે— ભાઇ૦
સારા બૂટ કોટ પ્હેરી માથામાં તેલ ઘાલી,
મોટા મહેતા થઇ ફરો છો,
ખબર પડશે જ્યારે ધૂળ પેસશે ત્યારે,
જોઇએ કેવા વાપરો છો રે;— ભાઇ૦
પેલો કરે છે જેમ શીખવે છે તેમ તમે,
તેના વાદે શું મરો છો,
છાજે એને તો ભાઈ! જેમ કરે તેમ પણ,
તમે તેવા વેષ શું ધરો છો રે,— ભાઈ૦
પૈસાથી કામ ચાલે, પૈસાથી માન્ય મળે,

પૈસા વિના પથરો જો,
માંદા પડવાથી કે ઘડપણ આવ્યાથી કરે,
કોણ ચાકરી પૈસો ના જોરે;— ભાઈ૦
પણ આવા જન પૈસો સંઘરે છતાં હું તેનું,
જીવન તપાસી જોતો,
ખરૂં માન્ય મળતું ન તેને જણાતું તથા,
ટંકે મળે ન રોટલો તો રે;— ભાઈ૦
પૈસાના લોભી જન પૈસો છો ભેગો કરે,
જેમ ભૂમાં દાટે પથરો તો,
કારણ તેનો નિશ્ચય સંગ્રહ કરવો પણ,
કાઢવો ન જો દુઃખ આવે તો રે;— ભાઈ૦
આવા મનુષ્યોની કૃતિ જોઇને,
બંધુ તમે સાવધાન રહેજો,
બોધ એમનો જો ગ્રહણ કરશો ઉરે તો,
દુઃખી સદ્ય પણ તમે થાશો રે;— ભાઇ૦
વિશ્વવંદ્ય કેરા નિશ્ચયને ઉરે ધારજો,
વાપર્યાથી શતગુણ મળે તો;
મુળ તત્વમાં નથી ખોટ કાં જણાતી,
માટે કૃપણતા ન ધરશો રે;— ભાઈ૦
બન્ધકોશની પેરે બાંધી ન રાખશો,
અતિસાર પેરે ન કરશો,
યોગ્ય નિયમે જીવન સુખી ગળાય તેમ,
વિશ્વવંદ્ય બોધે અનુસરજો રે;— ભાઈ૦

## મનને વૈરાગી થવા ઉપદેશ.

પદ. ૧૪૧. (તન પ્રેમકી રાખ લગા લે તુ. એ લય)

મન મારા થાતું વૈરાગી, કયમ દશ્યે પ્રીતિ જોડે તું.
શુભ અશુભ વસ્તુને નિર્ખી, ધરી મોહને નિત્યે દોડે તું;–મન મારા૦
અશુભે નિશદિન પ્રીતિ જોડી, શુભને કાં નિત્ય વખોડે તું,

અનિત્યે અતિ દુઃખે પીલાતું, તોએ નવ પ્રીતિ છોડે તું;– મનમારા૦
વૃત્તિ ચંચળ કરતું નિત્યે, ચઢવાને વિષયને ઘોડે તું,
ઇચ્છયું સુખ વિષયે નવ મળતું, તો દડબડ દડબડ દોડે શું;–મનમારા૦
છોડી વિષયો ભક્તિ કરવા, થઇ પ્રમાદ અંગ મરોડે તું,
શીખ આ માની સુખને રળવા,ભજ નૃહરિ પ્રભુને કોડેતું;–મનમારા૦

---

## मतिने सुधारी अमृतमय करवा जीवने सुबोध.

પદ. ૧૪૨. ( કવિરા ન કોઇના દોષ. એ લય. )

મતિ તુજ કુંઠિત થઇ કેમ વીર.
જે મુખે મિષ્ટામૃત ભોજન, જમતો કરીને પ્રીતિ,
તે મુખે ગળવા અંગારા, શિખ્યો કયારની નીતિઃ—મતિ તુજ૦
પ્રભુ સ્મરણ જે મુખ કરવાનું, તે મુખે કયમ તું આજે,
નિંદા કરવા જેની તેની, મસ્ત થઇને ગાજે.— મતિ તુજ૦
હરિ પિયુષ છોડી વીર કયમ તું, ઝેર હળાહળ પીતો,
વિષય વાર્તા મુખથી કરતાં,મૂઢ હજી કયમ નથી બ્હીતો;–મતિ તુજ૦
અપશબ્દો બોલે તું અવળા, (તથા) મિથ્યા કરે છે લવારા,
શુદ્ધ વાણી વદતો નહિ કયમ તુજ,મુખ વહે વિષની ધારા;–મતિતુજ૦
ભયને કલેશ ઉભય ઉપજાવે, એવી શું વદતો વાણી,
સુજ્ઞ મનુષ્યો વસે વેગળા, કૃતિ તુજ આવી જાણી;— મતિ તુજ૦
વાણી વિમળ એવી તું કરજે; હોયે અમૃતની ધારા,
બાળ વૃદ્ધ પણ પ્રેમ ધરીને, ગાએ ગુણ નિત્ય તારા;—મતિ તુજ૦

---

## निज दासीने पोताना अंकमां लेवा श्रीइष्टने गलित स्वरे प्रार्थना.

પદ ૧૪૩. ( મારે મોઢે મનાવી. એ લય. )

મને શીદને સતાવો, રીબાવો, ડુભાવો, પોતાની ગણી,
કાં પોતાની ગણી;— મને૦
આપ વિણ નથી મારૂં, આદિ અંતમાં હું ધારૂં,
તોય જોતા નથી પ્રભુ કાં મારી ભણી ( ૨ ),— મને૦

આપ પ્રસન્ન થાઓ જ્યાંહિ, એવું શીખી નથી કાંઇ,
માત્ર જાણું એક છો આપ મારા ધણી ( ૨ );— મને૦
નથી દ્રવ્ય તણી પરવા, લાગે વિષયો સઉ વરવા,
વ્હાલા પ્રીત પ્રેમે કરવા, ચાહું છું તમ તણી ( ૨ );— મને૦
આપ્યો હસ્ત આપે જ્યાંથી, વચને બંધાઈ હું ત્યાંથી,
તેથી આપની સદાય હું ઓશીંગણુ ઘણી ( ૨ );— મને૦
અન્ય સખિયો તમારે, હું પણ છું તમ આધારે,
એ શું ભુલ્યા કે કીધી, મુને અળખામણી ( ૨ ),— મને૦
અન્ય સખિયોમાં જે છે, એવું મારામાં પણ છે,
વાર એજ આપ સ્પર્શો જો પારસમણિ, સ્પર્શો પારસમણિ;—મને૦
પછી જોઉં કેવા ના'વો, અન્ય સ્થળમાં શું જાવો;
મુજ પ્રેમથી બંધાઓ ( કે ) કરી મુકું હું ઋણી. (૨);—મને૦
માટે પ્રેમ કરી આવો, દિન દર્દ સઉ સમાવો,
પ્રભુ ઉપેન્દ્ર સોહાઓ, મુજ શિર મુકુટમણિ ( ૨);— મને૦

---

## अंतरमां पधारवा श्रीइष्ट प्रति याचना.

પદ ૧૪૪. ( દેખો સખિ ડોલરીયો એ લય. )

માગું હું આજ મુખે એવું, નૃહરિ પ્રભુ અંતરે પધારો.
બીજુ ન કાંઈ લેવું દેવું, નૃહરિ પ્રભુ અંતરે પધારો.
મિથ્યા આ માયાના મોહમાં ફસાયો,
હાંરે લાગ્યો ગુંદવા વિષય કેરો ગારો;— નૃહરિ૦
કામાદિ, ક્રોધ, લોભ, મોહ અતિ પીડતા,
હાંરે મળ્યો દ્વેષ અતિ દુઃખને દેનારો;— નૃહરિ૦
ચિંતા ચતુરાઇ કરી મિત્રતાઈ બાંધતી,
હાંરે શોક સંગી હાડ માંસ હરનારો;— નૃહરિ૦
આ ભવરણ માંહિ પ્રભુ અતિ અથડાયો,
હાંરે નવ દીઠો મેં સુખ કેરો આરો;— નૃહરિ૦
ભુલો પડયો હું પ્રભુ આ ભવસાગરે,
હાંરે કરૂં પોકાર કોઈ મુને ઉગારો;— નૃહરિ૦

અજ્ઞાન આવર્ણે કરી અંધકાર ભાસતો,
હાંરે પ્રભુ પ્રકટાવો જ્ઞાનઝળકારો;— નૃહરિ૦
ભક્તિ કે યોગ પ્રભુ જાણું નવ માહ્યરા,
હાંરે કાલો ઘેલો હું દાસ છું તમારો;— નૃહરિ૦
જોઇતો ન વૈભવ કે પૈસો કાંઈ માહ્યરે,
હાંરે હું તો આપ સ્વરુપ ચિંતનારો;— નૃહરિ૦
જાણું ન કાંઇ પ્રભુ શેવા હું આપની,
હાંરે હું તો કરતો છું મિથ્યા લવારો;— નૃહરિ૦
ડુભતા જે જન તેનો હાથ ગ્રહેનારા,
હાંરે નાવ મારૂં પણ સિધું હંકારો;— નૃહરિ૦
વિજ્ઞપ્તિ અંતરે ઉતારી દુઃખ ટાળજો,
હાંરે પ્રભુ ઉપેન્દ્ર આશરો તમારો;— નૃહરિ૦

---

## मायामां रही इष्टस्मरण विसरी गएला जीवने सुबोध.

પદ ૧૪૫. ( કાગ વીરા વેગે વાલમને. એ લય. )

માયામાં ભુલી હે મનવા, ત્યાગી દીધા તેં પરમેશ;
બેસીને મોહરુપી વાહને, ભટકયા કરે છે વિદેશ.
ઇચ્છયાં સુખો નહિ મળે, માયા મોહની પાસ,
સંગ અતિશય જો કરીશ, તો તો પામીશ ત્રાસ.
જેથી શાન્તિ તો તુજને નહિ મળે,
વિષયઅગ્નિથી તું તો નિત્ય પ્રજળે,
માટે ધારી લેને તું પરમેશ વેષ,
જેથી પામીશ સદ્ય પોતાનો રે દેશ;— માયામાં૦

---

## साधकोने इप्सित वर अर्पवा श्रीइष्टप्रति प्रार्थना.

પદ ૧૪૬. ( હું તો પ્રેમની જોગણુ. એ લય. )

માગું પ્રેમથી મારા પ્રભુ વર, આજ એ દેજો,
આજ એ દેજો પ્રભુ વર આજ એ દેજો;— માગું૦

સઉ સાધકોનું હિત્ત કરવા, ધ્યાન પર લેજો,
દુઃખ ટાળીને સુખ અર્પી પ્રભુજી, શરણુમાં લેજો;— પ્રભુ વર૦
શશિ સૂર્ય સમ કાન્તિ વધારી, તેજમય કરજો,
બલ મારુતીથી અધિક દઇને, અબલતા હરજો;— પ્રભુ વર૦
નેત્રો વિવિધ વસ્તુને ન્યાળે, તેવાં દિવ્ય કરજો,
કર્ણોને સ્વરનો શબ્દ સુણવા, બહિરપણું હરજો;— પ્રભુ વર૦
યૌવન અખંડજ સ્થિર રહેવા (પ્રભુ) મહેરને કરીએ,
ટાળીને વાર્ધક્ય હે પ્રભુજી, અખંડ સુખ વરીએ;— પ્રભુ વર૦
વિધવિધ વ્યાધિ તનના તે સર્વે નિવારો,
નિરોગી થઇ નિમગ્ન ફરીએ ટાળી વિકારો;— પ્રભુ વર૦
ટાળીને ચિંતા શોકને આનંદ પ્રકટાવો,
કામાદિ ક્રોધે ડૂબીએ નહિ, એવાં બીજ વાવો;— પ્રભુ વર૦
ઇર્ષા, અસુયા ટાળી કોપર દ્વેષ નવ ધરીએ,
પ્રેમાળ દૃષ્ટિ જ્યાં ત્યાં રાખી, પ્રેમી થઈ ફરીએ— પ્રભુ વર૦
વ્યવહાર સાધન સર્વ દઇ, ફળ ઉંચ પ્રકટાવો,
દેવોથી પણ અમે અધિક થઇએ, એવું બલ લાવો;–પ્રભુ વર૦
મિથ્યા આ માયા મોહ તે પ્રભુ સઘ સંહારો,
ભવબંધનેથી છૂટી થાએ, ( અમ ) સફળ જન્મારો;– પ્રભુ વર૦
સાધન સત્વર સાધીએ, એ દૃષ્ટિને કરીએ,
ઉન્નતિક્રમે ચઢી સાધકો સહુ, સિદ્ધ પદે ઠરીએ;— પ્રભુ વર૦
લક્ષણ સર્વે આપણાં, પ્રભુ દાન તે કરવા,
મટી મનુષ્ય અમે આ જન્મમાંહિ, દૈવીરુપ ધરવા;–પ્રભુ વર૦
રોગો રહીત અમે અજર અમર, સાધકો થઇએ,
અનંત સુખને પામી પ્રભુજી, તુજ ગુણો ગઈએ;— પ્રભુ વર૦
હાવે ન માગવું કાંઇ પ્રભુ, એક આશરો તારો,
લઇ લક્ષમાં પ્રભુ પ્રેમથી, દુઃખ સઘ નિવારો;— પ્રભુ વર૦
કરુણા કરી પ્રભુ સાધકોનું, નિત્ય હિત્ત કરજો,
વિજ્ઞપ્તિ આ ઉપેન્દ્ર નરહરિ અંતરે ધરજો;— પ્રભુ વર૦

---

## सर्व स्थळ श्रीइष्टदर्शन करती वृत्तिना उद्गार.

### पद. १४७.

મારા મનમાં તનમાં,
જોઉં હું તો ઘનશ્યામરે ઘનશ્યામરે;— મારા૦
જીવસ્વરુપ હું ભુલી ગયો હવે,
વશ્યો છું શિવને ધામરે, શિવધામરે;— મારા૦
કામ ક્રોધાદિ રિપુઓ હતા તે,
પ્રજળી ગયા છે તમામ રે, એ તમામ રે;— મારા૦
જ્યોતિનો ઝળકારો અજબ પ્રકાશ્યો ને,
બિખરાયું વાદળું શ્યામરે, હતું શ્યામરે;— મારા૦
વસુધા સર્વ આ દેશ છે મારો જ્યાં,
રહ્યું ન ગ્રહ કે ગ્રામરે, મારૂં ગ્રામરે;— મારા૦
મિત્રમાં, શત્રુમાં માતૃ કે ભ્રાતૃમાં,
નિરખ્યા હવે મેં શ્રીરામરે, મેં શ્રીરામ રે;— મારા૦
આકાશ પાતાળ સૂર્ય ને ચંદ્રમાં,
જળમાં જોયા ઠામે ઠામરે, ઠામે ઠામરે;— મારા૦
વિશ્વ આ સઘળું શ્રીરામસ્વરુપ છે,
એમાં ન અન્યનું નામ રે, અન્ય નામરે;— મારા૦
સઉ સ્થળ નિરખ્યા મેં સુંદિરશ્યામને,
ત્યાં ક્યાં પછી દુઃખડામ રે. દુઃખડામ રે;— મારા૦
શોક કે ચિંતા ન દેખાતી નજરે જ્યાં,
ભય સર્વ હારે છે હામરે, હારે હામરે;— મારા૦
સઘળું જગત્ સુખમય ભાસે અંતર,
આનંદ આઠે યામરે, આઠે યામરે;— મારા૦
હિમ્મતે હેતથી સભર દશે દિશ,
ન્યાળ્યા શ્રીનરહરિ રામરે, હૃદ ધામરે,— મારા૦

---

## मायामां रचीपची रहेला जीवने उद्देश.

પદ ૧૪૮. ( હોકો વ્હાલો લાગેરે. એ લય ).

માયા સારી લાગેરે તને માયા સારી લાગે.
માયાના આવ્રણમાં સુતો કાં ન હજીએ જાગે રે;— તને૦
માયાના મુડેલા ચેલા માયામાં નિત્ય ફરતો,
અસંખ્ય દુઃખો પડતાં તોએ દોષોથી નથી ડરતો;— તને૦
પુત્ર સ્ત્રી ને માત તાત, લાગે તુજને વ્હાલાં,
માયાના બંધનમાં પડીયો, કૂટવા લાગ્યો છાલાં;— તને૦
દ્વેષ ચિંતા ભયને પામ્યો, માયા નારીની સંગે,
શોકે અતિ પ્રજળતો તોએ રહેતો માયા રંગે;— તને૦
પ્રપંચ પાખંડ નિત્ય તું રચતો, દ્રવ્યની પ્રાપ્તિ સારૂ,
પુન્યને માર્ગે પાઇ ન વાપરે, ભુલ્યો ધર્મનું બારૂ;— તને૦
પૈસો પૈસો નિત્યે કરતો, પૈસાનો તું લોભી,
અંતકાળ તુજ પાસે આવ્યો, તોએ ન રહેતો થોભી;— તને૦
વિષયક્રિયમાં નિત્ય કળીને, બળ બુદ્ધિ તુજ ખોતો,
કામધેનુનું પય છોડીને, પ્રીતે શુનિ શું દોહતો;— તને૦
સાચું માની સંગતી કરજે, શેવજે સદ્દગુરુ દેવા,
હરિસ્મરણ તું હેતથી કરજે, મુક્તિપદને લેવા;— તને૦

---

## निजमंदिरे पधारवा श्रीइष्टने विरहिणी दासीनां वचनो.

પદ ૧૪૯ ( પ્રભુ જાણોછો કે કોણ હું. એ લય )

મારે મંદિર પધારીને આજ, મારા પ્યારા પધારીને આજ,
ટાળજો દાસીના દીલની આ દાઝ. (૨)
આપ વિણ દીલ મારૂં ઘડી નવ ગોઠે,
ચિત્ત પણ આપવિણ બીજે ન ચોટે,
વૃત્તિ રમે છે આપમાં જ,
રાત્રિ દિન વૃત્તિ રમે છે આપમાં જ;— ટાળજો૦
સગાં સંબંધીએ મુજને તરછોડી,

કહોને જવું હાવે મારે કયાં દોડી.
આપ શરણે મહારાજ,
આવી હું આપ શરણે મહારાજ;— ટાળજો૦

શુદ્ધ વિચારે સ્વતંત્ર ફરૂં હું,
શુદ્ધ ક્રિયા આચરતાં કદિ ના ડરૂં હું,
છોડી હવે મેં તો લાજ,
લોકોની છોડી હવે મેં તો લાજ;— ટાળજો૦

દૃશ્ય પદાર્થની પ્રીતિ મેં ત્યાગી,
આપપ્રતિ થઈ રહીછું એકરાગી,
કીધું બધું મેં તો ત્યાજ,
આપ વિણ કીધું બધું મેં તો ત્યાજ;— ટાળજો૦

વિરહની વેદનાથી અંતર બળે છે,
ખાધ્યું તે તો નવ મુજથી ખળે છે,
શાન્તિ કરોને હે રાજ,
ટાળી દુઃખ શાન્તિ કરોને હે રાજ;— ટાળજો૦

દિન દાસીને ના વધુ ટવળાવો,
પોકાર સુણી વ્હાલા વ્હેલા આવો.
સત્વર સજી હવે સાજ,
કૃપા કરી સત્વર સજી હવે સાજ;— ટાળજો૦

---

## मनने स्थिर थवा सदुपदेश.

### પદ ૧૫૦

મારા મનજી, ગોથાં ખવડાવા મુને આજ, જયાં ત્યાં ભમાવતોજી.
સાર સમજી, લાવી હવે તું હૃદયે લાજ, પ્રભુને રહે ભાવતોજી.
એકમાં મોહ ધરી દોડાવે, વળી બીજા પર પ્યાર,
તેનું કામ ન પુરૂં થાતાં, તુ ત્રીજાપર થાય સ્વાર;— મારા૦
જયાં જયાં તું લઇ જાય છે ત્યાં ત્યાં, ઉપજે છે અતિ દુઃખ,
સાચું સુખ નવ દેખાતું ત્યાં, કે નવ ભાગતી ભુખ;— મારા૦

ક્ષણમાં હસ્તિ પર તું બેસારે, ક્ષણમાં ઉજડ વનમાંહ્ય,
ક્ષણમાં દૈવી વૈભવ દેખાડે, મળતું ન ક્ષણમાં કાંય;— મારા૦
તૃપ્તિ ન થાતી કોઇ વિષયમાં, પણ અતિ થતો ઉદ્વેગ,
કરગરી કહું છું માની જા મારૂં,—
શમાવી દે તારો સઉ વેગ;— મારા૦
મારો થઇને તું બગાડે, એમાં શું સાધે તુજ હિત્ત,
ઉચ્ચ ગતિ કરવા દે મુજને, ધારીને પ્રભુ પર પ્રીત;—મારા૦

---

## इप्सित सुख देवा श्री इष्ट प्रति याचना.

પદ ૧૫૧ (આવવાને મુજ ઉર કહાને શાની વાર છે. એ લય)

માગવામાં માગું પ્રભુ હું આજ એટલું,
પૂર્ણ કૃપા કરીને દેજોજી મને તેટલું,
દેજોજી મને તેટલું;— માગવામાં૦
માગું પ્રથમ એ આરોગ્ય સુખ દેજો,
વળતી વિકારો તનમનના સહુ દહેજો.
આનંદસરિતા થઇને અણુ અણુમાં વહેજો,
પ્રભુ અણુ અણુમાં વહેજો;— માગવામાં૦
શ્રદ્ધા સાચી મુજ ઉર પ્રકટાવી,
દેજો મને બીજી ભક્તિરુપી ચાવી.
બ્રહ્મજ્ઞાન ઉરમાં વિલસાવી,
પ્રભુ ઉરમાં વિલસાવી;— માગવામાં૦
દુઃખ ભય કલેશથી આ ઉર જે પીડાતું,
તથા શોક ચિંતાના પાસમાં રંગાતું,
તેને હણવાને દેજો કાતુ, જ્ઞાનાગ્નિરુપી કાતુ;— માગવામાં૦
નૃહરિ પ્રભુ એ વિણ બીજું ન માગવું,
નિજ શિશુનું દુઃખ મારે આજ ભાગવું,
એવું ધારીને આજ ધાજો,
મુજ વ્હારે પ્રભુ ધાજો;— માગવામાં૦

---

## પોતાનું સર્વસ્વ શ્રીઇષ્ટને આધિન છે એમ માની આ ભવાબ્ધિમાંથી. નિર્વિઘ્ને પાર પડવા શ્રીઇષ્ટને સપ્રેમ પ્રાર્થના.

પદ ૧૫૨. ( મારા મનહર મધુરા મોર. એ લય. )

મારી લાજ તમારે હાથ હે નાથ જાણજો.
માટે કરી કૃપા ગ્રહો મુજ હાથ તમારો પિછાણજો;
આશ તમારી પ્રભુ ધરી, જગતજનોની પરહરી,
પ્રીતિ દ્રશ્યની પણ હરી, જાણ્યું એ છાણ જો;— મારી૦
અનિત્યે અતિ પીલાઉં છું, ભવદવમાં શેકાઉં છું,
ભાગે જે નાવ તે ચ્હાઉં, થતું કચરઘાણ જો;— મારી૦
સ્નેહી સંબંધી તો સહુ, સાચા જાણી આશા લહું,
પણ નવ સુખ તેથી અનુભવું, ઉલટી હાણ જો;— મારી૦
કંઈ કંઇ વિષયની પ્રીતિ કરી, ઇચ્છી રહેવા શાન્તિમાં ઠરી,
પણ નવ તૃપ્તિ તેથી જરી-થાતી ઉંડાણ જો;— મારી૦
વિવિધ વિકારો નડે ખરે, નાથ કહું શું તમને અરે !
વૃત્તિ ન ઇષ્ટ ધ્યાને ઠરે, લેવા લ્હાણ જો;—
હાશ કરે કોઈ જન કંઇ, 'ભાઇ કમી એને શી રહી,'
શિશુ એતો નરહરિનો થઈ, રળશે હિમંહાણ જો;— મારી૦
માટે હું કરગરીને કહું, ભક્ત સાચો વિશ્વે થઉં,
નરહરિ તમ કૃપા અનુભવું, ઉન્નતિ ભાણ જો;— મારી૦

---

## પોતાના પ્રિયતમને પધરાવવા પ્રેમી પ્રિયાનાં પ્રિયતમપ્રતિ મર્મપ્રયુક્ત વચનો.

પદ ૧૫૩.

મારે મ્હોલે આવોને ઓ શ્યામ,
આજ મારે મ્હોલે આવોને ઓ શ્યામ.
રટું નિત્યે વ્હાલા હું તમારૂં તો નામ;— મારે૦
અન્ય સખિયોને મંદિર પછી જાજો,
કાંજે પડયું છે જરી કામ, નાથ આજ.

મારી કહી છેહ દઇ ચાલી ગયા છો તમે,
કે દા'ડાના ઘનશ્યામ;— મારે૦

કહો છો જે દુઃખ દઇએ કોઇને જરાય નહિ,
પણ શું કરોછો આ કામ,
શ્રીપતિ હું જેને જોઇએ તે આપું એમ,
કહો પણ દીઠા ન કુટા દામ;— મારે૦

કહો છો જે ભકતોને મારા કરીને પાળું,
પણ હારે દુઃખે ઘણા હામ,
અધમોદ્ધારણ પાડ્યું નામ કહેવરાવો,
ખાલી કરીને દમામ;— મારે૦

પતિત બાજુએ રહ્યા પણ નિજ ભકતો,
તારતા દેખાતા ન નામ,
તો પછી કોણ કહો ભજશે તમોને,
તથા વક્કર ઘટશે વિશ્વમાંય;— મારે૦

સૌની પાસે તથા સૌના અંતરમાં કહો,
છુપ્યો રહ્યા ઠામેઠામ,
પણ કામ પડતાં તો કંઇએ ડૂબકી મારતા;
કહો સંતાઇ જતા કે શું શ્યામ;— મારે૦

લોકો પણ જ્યાં ત્યાં બકી કહેતા ફરે છે,
કેવા પૂર્વ ભકતો તાર્યા ધરી મામ,
પણ જાણું રંક બાળ હશે સ્વાર્થ સાધવો,
તેથી કર્યું હશે કામ;— મારે૦

હાવે બળવાન થઈ બાળ મટી પાળ થયા,
લોકો પણ દેખું રટે રામ,
યાદ રાખજો પણ હું જઇને કહું વિશ્વમાં,
પોગળ તમારૂં તમામ;— મારે૦

માટે છાના માના ઝટ સમજીને આવો,

વીતી ગઈ છે ઘણી જામ,
ઓતપ્રોત થઇને પ્રેમપારણે ઝુલીશું
વ્હાલા આપણુ બે લઇશું આરામ;-- મારે૦
કહાને ડરોછો શું અન્ય નારીઓથી કે,
જાતા નથી કોને ધામ,
પણ એવું વૃત્ત તો લીધું જણાતું નથી,
ફરતા ફરોછો ઠામેઠામ;— મારે૦
આવો મારે મંદિરે જો મારા સમ નાથતો,
દેખાડું કે થાય છે આમ,
બાંધું જકડીને પ્રેમપાશથી પછી હે પ્રભો !
નૃહરિ લઉં તમમાં આરામ;— મારે૦

---

## आधुनिक धर्मचर्चा तथा तेनुं मिथ्या स्वरुप.

### પદ ૧૫૪.

મારે હસવુ કે શું કરવુ ? કોને કહેવું કે ઉતરવું અંતરમાં.
શું જોઇ એટલા મલકાયા છો ? કહોને ભાઇ કેમ હસ્યા રહ્યાછો,
મૂઢ જીવોની કૃતિ જોઇને હસ્યો રહ્યો છું અંતરમાં;-- મારે૦
કહે કોઇ છે પંથ અમારો, અન્ય ધર્મનો ખોટો ધારો,
અમુક પંથ છે ધન હરનારો, અમુક શેવે છે વ્યભિચારો.
સામાસામી દોષ જોઇને લઢી મરે છે ભૂતળમાં;— મારે૦
કોઈ ઉપરથી ટીલાં તાણે, અંતરની તો પોતે જાણે,
સામાને સત્તામાં તાણે, કહો એને ભાઈ કોણ વખાણે,
વરને કોણ વખાણે કહો ભાઇ, સાચે સાચું ? વરની મા;--મારે૦
શીખ દેતા કંઈ સહુને સાચી, પણ પોતે નથી માયા કાચી,
જાય ભરુચ બતાવે કરાંચી, ત્યાગો કહી રહે પોતે સાંચી,
કયાં કોતરવું નામ એ નરનું, ભૂતળમાં કે પત્થરમાં;— મારે૦
બન્ધુ મારા ખટપટ છોડો, લઢી વઢી માથાં શીદ ફોડો,
આપશે નહિ તમને કોઇ દોડો, વાગશે કંટક પ્હેરો જોડો,
પરમાત્મા સહુને જે સ્ફુરાવે તે ખોટું નથી ભુસ્વરમાં;— મારે૦

---

## પોતાના પ્રાણપ્રિયના વિયોગથી થતું આક્રંદ તથા તે વિષે સખિને પૂછેલા પ્રશ્નો, તેનો પ્રત્યુત્તર તથા આશ્વાસન.

પદ ૧૫૫. ( મારા મનહર મધુરા મોર. એ લય. )

મારા પ્રાણજીવન પ્રિય નાથ ! કહે સખિ કયાં ગયા ?
મુને ભેટતા અંતર સાથ અળગા એ કયાં થયા;— મારા૦
વિવિધ સુખ નિત્ય આપતા, વિરહની વેદના કાપતા,
આજે જણાયે ન કોણ દિશા તે ગયા વહ્યા;— મારા૦
પ્રેમાળ દૃષ્ટિ અતિ હતી, શાન્તિ હતી પણ જ્યાં અતિ,
સુખના સિંધુ હતા જેહ તે કયાં શમી ગયા;— મારા૦
સર્વને મન હતા ભાવતા, વિવિધ પ્રસંગે હસાવતા,
એ વિણ ઉચ્ચ ગુણો હતા જ્યાં ઝળકી રહ્યા;— મારા૦
અનવધિ ઉપકાર શું લહું, મુખે હું શી રીત વર્ણવું,
સ્મરું હું નાથને જ્યાં હતી, અણુ અણુમાં મયા;— મારા૦
એ વિણ દુઃખ અતિ થાય છે, વિયોગ પણ ન સહાય છે,
સત્ય કહું જીવ જાય, સખિ કયાં છૂપી રહ્યા;— મારા૦
કહે સખિ મેળાપ શું થશે, શ્રી વિશ્વવંદ્ય શું આવશે,
સખિ—હા. હું પુનઃ આવીશ એવું નાથ કહી ગયા;— મારા૦

---

## મારી પ્રતિજ્ઞાઓ.

પદ. ૧૫૬ ( અંતરમાં ઘોર તિમિર જે વ્યાપ્યું. એ લય. )

મુજ મનમાં હું આજે પ્રેમે પ્રતિજ્ઞા એ ધારૂં,
આ સંસૃતિ તરવાનું આજે શોધું સુખબારૂં;— મુજ મનમાં૦
દ્વેષ હું કોપૈર નહિ ધરવાનો, પરનિંદાને પરહરવાનો,
દોષો સહુ મનના હરીને કરૂં નિર્મળ મન મારૂં;— મુજ૦
મોહની આશક્તિ હણવાનો, પરદારા મા તુલ્ય ગણવાનો,
પરધન પત્થર સમ ગણવાનો, ( એ ) પ્રતિજ્ઞા ઉચ્ચારૂં;—મુજ૦
શોક ચિંતા ને પ્રમાદ કેરી, તેનો નિશ્ચય થાઉં હું વૈરી,
મન નિત્યે પ્રભુરુપમાં ઘેરી, વ્યગ્રતાને દારૂં;— મુજ૦

શત્રુ સંગે હું રમવાનો, પ્રીતિનું ભોજન જમવાનો,
મનથી નહિ કોઇને દમવાનો, દોષ એ નિવારૂં;— મુજ૦
અહિત કોનું નવ કરવાનો, સર્વને પ્રભુરુપમાં જોવાનો,
અનિત્યની પ્રીતિ હરવાનો, વિકાર સંહારૂં;— મુજ૦
જગ આ સર્વે સાચું જાણે, તે મુજ મનતો મિથ્યા નાણે,
મનુષ્યજન્મ આવ્યો આ ટાણે, હવે હું કયમ હારૂં;— મુજ૦
સાધન સાધી 'પ્રભુરુપ રહેવું', ઉન્નતિક્રમમાં નિત્યે વહેવું,
ઇચ્છા ન કાંઇ ફળ લેવું એવું,—મન કરૂં મારૂં;— મુજ૦
પ્રેમની દ્રષ્ટે સર્વ જોઇને, દોષો મનના સર્વ ખોઇને,
કટુ વચનરુપી હું કોઇને, બાણ નહિ મારૂં;— મુજ૦
યાચક થઇને હું નવ યાચું, જે યાચે તેનું મન કાચું,
સત્ય પ્રભુ રુપ સાચું જ્યાં ત્યાં, વલખાં શીદ મારૂં;— મુજ૦
વ્યવહારે જો તનુ આ ભ્રમશે, તોપણ વૃત્તિ પ્રભુમાં સમશે,
નિર્લેપ થઇ મુજ મન નિત્ય રમશે, જ્યાં છે સુખ ચારૂં;—મુજ૦
લોકોની લજ્યા ત્યજવાનો, નિર્લજ થઈ પ્રભુને ભજવાનો,
નિંદા મુજ કરે તે ગણું શ્વાનો, હું હસ્તિરુપ ધારૂં;— મુજ૦
આ જગમાંહિ કીર્તિ માટે, વ્હોરે જન બહુ દુખ શિર સાટે,
તેવી આશાની ઉબાટે, નહિ વહે મન મારૂં;— મુજ૦
અખંડ ચિંતન પ્રભુનું કરવું, મુખેથી પણ એ જ ઉચ્ચરવું,
સ્થિર થઈ બ્રહ્મપદે છે ઠરવું, જ્યાં ન મારૂં તારૂં;— મુજ૦
સિદ્ધ પ્રતિજ્ઞા મારી કરજો, ટાળી જીવપણું શિવપદે ધરજો,
દોષો નરહરિ પ્રભુ દૂર કરજો, શ્રીઉપેન્દ્ર ઉચ્ચારૂં;— મુજ૦

---

## दृश्ये पची रहैनार जीवने प्रबोध.

પદ ૧૫૭. (બલીહારી રસિયા ગિરધારી. એ લય.

મિથ્યા આ માયામાં શું દેખી મારા વીર,
તું તો નિત્યે, ફસાયો મોહ જાળમાંજી.
આયુષ્ તારૂં સર્વે આ વહી ચાલ્યુંજી, તોએ ન આવ્યો ચેત્યાવારો;—

મોઘો આ માનવદેહ તુને મળીયોજી, વિચાર ન અંતરે ઉતાર્યો;–મા૦
સગાં ને સહોદર દેખી નિત્યે તું ફુલતોજી, માતા પિતા ને પુત્ર સારો;–
સ્વાર્થ સાધવાને નિત્યે તું અથડાતોજી,મૂકીને શિરે માયાભારો;–મા૦
છળ ને પ્રપંચ તુંતો અંતરે સાધતોજી,પરદ્રવ્ય પ્રીતેથી હરનારો;–મા૦
કામને ક્રોધને મોહને સજીનેજી, શોકનો સંગ કીધો સારો;— મા૦
દ્વેષ ને ઈર્ષા અસુયા અતિ તને પીડતાંજી, તોએ ન ટાળે તું વિકારો;–
ઇચ્છાઓ મોટી મોટી અંતરે તું ધારતોજી, તેમાં શું સુખ રળનારો;–
ધન અને ધામ અતિવૈભવોને ઇચ્છવાજી,સહેતોતુંનિત્યે ચિંતનવારો;–
જન્મથી અથડાતો અંતે મૃત્યુ વશ થાવાજી,તોએ ન આવ્યો ચેત્યાવારો;-
શાન્તિને શેવી તુંતો કદી નવ બેઠોજી, અંતે રહ્યો તું રડનારો;–મા૦
મોહજાળ તેંતો તારી મનથીસાચીમાનીજી,સહેતો સંસૃતિદુઃખ હજારો;-
મનને જોડીને દૃશ્યે સ્મર્યા નહિ રામનેજી, મિથ્યા કરતો મુખે લવારો;–
ચેતવું હોયતો સમજી ઝટ ચેતજેજી, સમય હજી છે મળનારો;–મા૦
સાચું માનીને શેવી સદ્દગુરુ રાયનેજી, કરી લે સફળ જન્મારોઃ–મા૦

---

## श्रीइष्टना दर्शनने इच्छती वृत्तिना उदगार.

પદ ૧૫૮. ( પ્રિય પ્રભુ વિણુ કાંઈ ન ચેન પડે. એ લય. )

મુને નાથ નૃહરિ હાવે કયારે જડે, કયારે જડે મારે નયને ચડે;– મુ૦
વિણુ પ્રભુ મુજને સુખ નવ થાતું, દુઃખો વિવિધ શિરે આવી પડે;– મુ૦
સબલ છતાં નિર્બલ થઇ બેઠો, જગતના લોકો અતિ કનડે,– મુ૦
મોહ ધરીને હાવે મન મારૂં બીજે, દૃશ્ય પદાર્થોમાં નવ આથડે;– મુ૦
અજ્ઞાને કરી મન આ મુઝાતું, જ્ઞાનરવિનાં કિરણો કયારે પડે;– મુ૦
ધ્યાન સમયે હૃદયસ્થળે શોધું, રખેને કદિએ મારે હાથે ચડે;– મુ૦
નાથ નૃહરિ મારા કોઈ બતાવો, એ વિણુ કાંઇ ન ચેન પડે;– મુ૦

---

## व्यवहारमां रचीपची रहेला प्राणीने श्रीइष्टस्मरण करी मस्त फरवा उपदेश.

પદ ૧૫૯. ( સ્વરુપને ના લહ્યુંરે એ લય. )

મૂઢ પ્રાણીઆ ચેતજે રે, ચેતાવે કો સજન.

ઉંચું નીચું જો દશદિશ વિણુ–પ્રભુ કોણુ તારૂં રી ?
સગાંસંબંધીનું ટોળું પણુ અળગું થનારૂં રી,
અંતે તારૂં કોઈ નથી એ નક્કી પ્રાણી જાણુ,
ઘર જળે ધુંચાતાં તુંજને, થાશે સદ્ય જ હાણુ;— પ્રાણીઆ૦
ગરીબ બોકડી જેવો, થઇ કેમ તું નિત્ય ફરતો રી,
વર્ષો વીતી ચાલ્યાં હજી કેમ હરિ નવ સ્મરતો રી,
પામે દુઃખ અતિ તોએ તુજને, કેમ ન આવે શાન,
દશ્ય પ્રીતિમાં શું તેં દેખ્યું, કહે મુજને નાદાન;—પ્રાણીઆ૦
મિન જો જળની સાથે પ્રીતિ, કરી બંધાતાં રી,
સુકાઇ જાતાં જળ, પણુ તેના પ્રાણુ હરાતા રી,
એક વસ્તુની પ્રીતિ છે તોપણુ જો કેટલું દુઃખ,
સહસ્ર વસ્તુ સાથે તેં બાંધી, પ્રીતિ રળવા સુખ;— પ્રાણીઆ૦
યૌવનમાં વિષયે પચી નિત્યે, મદમત્ ફરતો રી,
ભવિષ્યમાં સુખ રળવા માટે ન સાધન કરતો રી,
હાથે કુહાડી લઇને મૂઢ તું, શું કાપે નિજ ડાળ,
બેસીશ સુખથી પછી તું કયાંથી, અંતરમાં સંભાળ;—પ્રાણીઆ૦
હડકાયા કુતરાની માફક, નિત્ય ભટકાતો રી,
એક ઘડી પણુ સ્થિર થઇ પ્રભુના, ગુણુ નવ ગાતો રી,
ઘર બેઠે વરસાદની વૃષ્ટિ, કહે નવ કેમ ઝીલાય;
પસ્તાવો પાછળ શું કરતો, નેવે જળ વહી જાય;— પ્રાણીઆ૦
વ્યવહારઘાણી કયાં લગી તાણી,–ને કુટાઇશ રી,
અન્ન સંઘરે નહિ અહમાં તો, પછી શું ખાઇશ રી,
માની સાચું વીર મારૂં હવે તું, બોધ લઇ આ વાર,
નૃહરિ પ્રભુને ભજીને પ્રીતે, ઉતરી જા ભવપાર;— પ્રાણીઆ૦

---

## कृपयवरद हस्त शिरे स्थापवा नम्र प्रार्थना.

પદ ૧૬૦. (અમને પાવન કરવાને. એ લય.)

મુજ શિર પર કર ધરવાને. દુઃખો સહુ દૂર કરવાને,
દશ દિશ શાન્તિ ભરવાને, વેગે ચાલજો,
પ્રેમે પોકારૂં રાજ વેગે ચાલજો, ટળવા દાસીની દાઝ વેગે ચાલજો;–મુ૦
ભૂનભ શોધી થાકી આ મુજ, અશ્રુ વિખરવાને,
દૃષ્ટિ કરજો મુજ અંતરનું તિમિર હરવાને,
પ્રેમનું ઝરણું ઝરવાને વેગે ચાલજો;— મુજ શિર૦
આપ વિણ નથી કોઈ આ જગમાં દુઃખ સંહરવાને,
માટે અમિવૃષ્ટિ કરો વ્હાલા સુખમાં ઠરવાને,
સઘળી ભ્રાન્તિ હરવાને, વેગે ચાલજો;— મુજ શિર૦

---

## जेने शिर श्रीइष्टनी समर्थ सत्ता छे तेणे कोइ पण प्रकारनो भय धरवानुं प्रयोजन नथी.

પદ ૧૬૧.

મુખે સ્મરીને શ્રી હરિગુરુ રાય સાધક કહાવજો.
ધરી ધ્યાન સદા ઉરમાંહ્ય પ્રત્યક્ષ પ્રભુ લાવજો.
એકાકાર થતાં શ્રી ઇષ્ટમાં, રહેશો નહિ વીર પછી કદિએ અનિષ્ટમાં.
હણી દોષો આ તન મનનાય, આત્મામાંહિ આવજો;—મુખે૦
શું ખાઇશનેશું કરીશ હું આ વિશ્વમાં, શીરીતે જીવીશ થશે શું ભવિષ્યમાં,
એવા વેષો જે જીવત્વનાય તમે ન ભળાવજો;— મુખે૦
આશ ધરેજગમાં આજીવકોઈજિનની, સ્થિતિ બતાવેદુર્બળ નિજ મનની.
તમને દેનારો વિશ્વનો પિતાય, અંતર નવ તાવજો;— મુખે૦
ગુરુપ્રબોધક મંત્રજાપજાપીને, ટાળી જીવવેષ તથા માયા ભ્રાન્તિકાપીને.
સ્થિત શિખર શૃંગે થઇ સહાય હરિ ધુન્યને લગાવજો;—મુખે૦
ઇષ્ટકૃપા પણ પ્રાપ્ત થશે સ્હેજમાં, ન્હાશો નિત્યે નિર્મળ આનંદ હોજમાં.
સ્મરી નૃહરિ પ્રભુ સઘ વિધિમાંય, વિજયધ્વજ ફરકાવજો;– મુખે૦

---

## દૃશ્યથી મુક્ત થએલી વૃત્તિનો આનંદ તથા ઉપકાર નિવેદન.

પદ. ૧૬૨. ( શ્રી ઋષ વદિએ શિરનામી. એ લય. )

મુને મુક્ત કર્યો તમે મોરારી, માયા બંધનથી આ વારી,
ઉપકાર માનું તવ હું ભારી, રહું ધ્યાન હૃદયમાં નિત્ય ધારી.
પડીને દૃશ્ય તણા બંધનમાં, મુંઝવણ કરતો અતિ મુજ મનમાં,
સાચી શાન્તિ વ્યાપી હવે તનમાં, આપ કૃપા અનુભવી સારી;–મુને૦
વિશ્વ તણા જીવ રહે આનંદે, પડીને દૃશ્ય વિષયના ફંદે,
તેને તુજ મન ક્ષણ નવ વંદે, કાંજે અનિત્યછે દુઃખકારી;–મુને૦
જીવન જાણ્યું હતું મેં અકારૂં, સ્વલ્પ ન પણ આનંદ દેનારૂં,
પ્રકાશ થાતાં ટળ્યું અંધારૂં, તથા બાજી સુધરી મારી;– મુને૦
અનુપમ પ્રભુ ઉપકાર કર્યો છે, વેષ જીવત્વ તણોજ હર્યો છે,
જ્ઞાન મહોદધી ઉરે ભર્યો છે, રહું વૃત્તિ તેમાં ઠારી;– મુને૦
મુક્ત કર્યો હવે તો પછી શાને, વહું વિષય સિંધુ તોફાને,
પણ વિરાજુ ઈશને સ્થાને, ભવકુપે નવ ડુબકી મારી;– મુને૦
આપ કરો તે યોગ્યજ કરતા, પણ મૂઢ જીવ ન તે ઉર ધરતા,
અવળું સમજીને અશ્રુ ભરતા, દેતા દોષ અશુભ ન્યાળી;– મુને૦
પ્રતિદિન પ્રગતિ મારી કરજો, નૃહરિ પ્રભુ મમ ઉરમાં ઠરજો,
દુઃખ દૈન્ય સર્વે સંહરજો, રહું વિશ્વે જય વિસ્તારી;– મુને૦

## મિથ્યાભક્તિનું સ્વરુપ તથા તે પરથી થતું હાસ્ય.

પદ ૧૬૩. ( અજબ બહાર શી બની. એ લય. )

મુને હાસ્ય તો થતું, પ્રભુને મેળવવા વિવિધ યત્ન શેવતું.(૨)
તોય પ્રભુને પ્રત્યક્ષ જગત કંઈ ન પેખતું,— હાસ્ય તો થતું૦
કોઈ કહે ભક્તિ કરો, ધરો કોઇ કહે ધ્યાન,
કોઇ કહે હરિ હરિ સ્મરો, કરો કોઈ કહે પ્રભુગાન.
આમ જેને જેમ ફાવે તેમ સર્વ બોલતું,
નટ પુતળાં ડોલાવે તેની પેરે ડોલતું;— હાસ્ય૦
કોઇ કહે કાશી જવા, તથા દ્વારિકા ધામ,
અડસઠ તિર્થ કર્યા વિના, મળે ન કો કહે રામ.

કોઈ કહે પ્રભુ કથા સુણ્યાથી પાપતો જતું,
અહોનિશ જપ કરવાથી કહે ઉચ્ચ સુખ થતું;— હાસ્ય૦
કોઇ કહે એકાન્તમાં, બેસી લ્યો શ્રીનામ,
કહે કોઇ વૃત્ત ઉપવાસથી, મળે જાણું હું રામ.
કોઇ કહે વિશ્નુને ભજ્યે પુન્ય પ્રકટતું,
કોઇ કહે શંકરને સદા શેવ્ય ભાઇ તું;— હાસ્ય૦
આમ ઘણા જન દોરતા, દોરાતા પણ અજ્ઞ,
'અંટોળ' ગ્રહણું ગતિ ' થતી સ્થિતિ અતિ ભ્રષ્ટ.
પણ પ્રભુ તો સર્વત્ર જુઓ વ્યાપી છે રહ્યા,
મુળરુપમાંથી વિવિધરુપે વિશ્વે નિવસ્યા, તેને જોનેતું,વીરાતેને જોને તું.
દૃષ્ટિ દૃશ્યેથી વાળી ઉરમાં આવ તું,
રાજ્યા નૃહરિ સહાય જ્યાં છે સુખ મલપતું, તેને જોને તું.

---

### दुखनुं चिंतन करनारने दुःख आवी मळे छे ज.

પદ ૧૬૪. ( આંધળો આંખો છતાં નથી જોતો. એ લય. )

રોદણાં શાને તું નિત્યે રડે છે, કરેલાં કર્મ તારાં તે તુજને નડેછે.
આવું દુઃખ મારે એમ જેની તેની આગળ, કહેવાને મંડી પડેછે.
સાંભળે ન બોલ જો સામો મનુષ્ય તો, પોકો મૂકીશું રડે છેરે— રોદણાં.
અજ્ઞાની વિચાર તારા સાચા મનાવવા તું,જ્યાંત્યાં લઢવાડો લઢેછે,
ક્રોધ કલેશ રાત્રિ દિન શેવી અજ્ઞાની તારૂં,અંતર અતિ તું પીડે છેરે;—
દેખીતું સુખ હોય તોએ તું રાત્રિ દિવસ બડબડે છે.
સુખમાંહિ દુ:ખનું ચિંતન કરે તેને, દુઃખનાં નિશાન ગડગડે છે રે;—
તારૂં દુઃખ બીજાને સંભળાવે તે માંહિ, શું તને સુખ સાંપડે છે,
જેની તેની આગળ બહુ દુઃખ બહુ દુઃખ કહી,
ઓાચી શું તારી ગરવડે છે રે;—
સુખી જો હોય કે ધનવાન હોય પણ, દુઃખના વિચારે જે તડે છે,
તો તેને રંક દુઃખી કરવાને માટે, દુઃખ તેની પાછળ દોડે છે રે;—
રોદણાં રડવાનાં સર્વે જે છોડી, પ્રીતિ પ્રભુ પર જોડે છે,
નૃહરિ પ્રભુ તેનું સુખમય જીવન કરી, દુઃખનાં જંજીરો તોડે છે રે;—

---

## [illegible] स्वरूपे रत रहेवा सुबोध.

પદ ૧૬૫. ( આ સાહેલીરિ સમજી કરીએ પ્રીત. એ ઢાળ. )

રત રહીએરે (૨) નિત્યૈ સ્વરુપે યાર.
ન મુઝઇએરે (૨) ભલે થવાય ખુવાર;— રત૦
વ્યાધિ વિવિધ તન મન તણા, સ્વરુપે જતાં શમી જાય છે,
આધિ ઉપાધિ દૃશ્યની આ સહજમાં અળપાય છે.
ગુરુમંત્રે અહોનિશ વહીએ, મુખથી પણ ગુરુ ગુરુ કહીએ.
આ જીવપણું, સઘ દહીએ રે (૨);— નિત્યૈ૦
લક્ષેથી નવ ચસીએ કદી જો, મર્ણ પ્રિયનું થાય છે.
દુઃખ અભ્ર જો છવાય શિરપર, કે રિપુ સમજાય છે,
તોપણ નિજ સ્વરુપને લહીએ, સ્મરી નૃહરિ તનમય થઇએ.
આનંદે અખંડ, મલકાઇએ રે (૨),— નિત્યૈ૦

---

## श्री इष्टमां तन्मय थनार भक्तना उद्गार.

પદ ૧૬૬.

લાગીરે લગનીયાં વાલા તણા નામની હાં, લાગીરે લગનીયાં.
વ્હાલા કેરા નામની હાં, પ્રભુ તણા નામની હાં;— લાગીરે૦
લાગી લગાવી, જાગી જગાવી, લાગી, લાગી, જાગી, જાગી;
પ્રભુ તણી ધુની હાં, વ્યાલા કેરા નામની.
અણુ અણુમાં આનંદ પ્રકટાવે, જનિ મૃતિ કેરાં શૂલ મિટાવે;
આવે આવે આવે લાવે ઠંડી લહરીયાં;— વ્હાલા૦
અદ્‌ભુત જ્ઞાન અંતરમાં સ્ફુરાવે, બ્રહ્મસરિતમાં સ્નાન કરાવે,
ગાવે ગાવે ગાવે જેના ગુણ ઋષિ મુનિયાં;— વ્હાલા૦
મનમતિ એકાકાર કરીને, ઇષ્ટ ચરણમાં ધ્યાન ધરીને,
ધરીને ઠરીને રહેતી વૃત્તિ મગનીયાં;— વ્હાલા૦
દશ દિશમાંહિ ભય નવ ભાળે, અદ્‌ભુત જ્યોતિ અંતરમાં ઉજાળે,
ઉડે ઉડે ઉડે નિશદિન જન તે ગગનીયાં;— વ્હાલા૦
ધરે ન સ્પૃહા તે કો જગ જનની, વાત વદે શું મુખે અનુભવની,
નૃહરિ નૃહરિ સ્મરીને કરે ત્યાં ચમનીયાં;— વ્હાલા૦

---

## स्वरुपनुं भान करवा बंधुओने प्रबोध.

પદ. ૧૬૭ ( આશું તમે જુઓ છો લાલ. એ રાહ. )

લેજો અંતરમાં આ વાર, બંધુ બોધ અનુપમ સાર.
ઋષિ મુનિયોને યોગી તથા છે,—વેદે બોધ કથેલો;
તે હું જણાવું તમને આજે, થઇને હર્ષે ઘેલો;— લેજો.
વિવિધ દુઃખ શિરપર આવે પણ, લક્ષેથી નવ ચસજો,
તથા પ્રવૃત્તિ અટપટી ન્યાળી, વ્યગ્રતામાં નવ વસજો;— લેજો.
પ્રયત્નેથી ધારો તે કરવા, છો હું તમે સમર્થ,
મહાપુરૂષે પણ ઉંચ પ્રયત્ને,—કરી સાધ્યો સહુ અર્થ;— લેજો.
સ્વરૂપે અખંડ રમતા રહેજો, વિશાળતા અનુભવીને,
કાંજે સઉ બ્રહ્માંડે રહ્યાં ત્યાં, જુઓ દૃષ્ટિ દિવ્ય કરીને;—લેજો.
રંક અને કંગાલ તથા જો, નિર્ધન સ્થિતિ જણાતી,
તો સત્વર ઉતરો અંતરમાં, પુષ્કળતા જ્યાં ભળાતી;— લેજો.
વિશ્વે જે જોવાનું તે કરતાં ત્યાં અધિક ગુણ છે,
ખરા ઘુઘરા વાગે ત્યાં ભાઈ, આતો વાગે શુણ છે. —લેજો.
પૂર્ણ સ્વતંત્ર અને નિર્ભય જો, થાવું હોય તમારે,
તો હૃન્નભમાં જાજો ઝટપટ, જ્યાં છે શાન્તિ ભારે;— લેજો.
વિકારોને વશ થશો ન કદિએ, સડો ન કલેશાગારે,
પણ અવીરલ ઉત્સાહ ધરીને, ક્ષણ ક્ષણ રહો હસ્તારે;— લેજો.
જે જોઇએ તે મળતું સઘજ, સ્વરુપ વિષે શમવાથી,
જીવપણું પણ વિલાઈ જાતું, ઇશપદે વસવાથી;— લેજો.



## श्री इष्टदर्शनातुर वृत्तिना उद्गार.

પદ. ૧૬૮. (ઘરની શોભા છે ઘરવાળી, એ લય.)

વ્હાલા મુજ ઉર હાવે આવો, નિજ શિશુને વધુ નવ તાવો;—વ્હા.
આશ્રય ગ્રહ્યો મેં આપનો પ્રભુજી, લેવાસુખનો લ્હાવો,
આપનો ગણીને કાં તરછોડો, કે છે દોષ સમજાવો;—
આપવિના આ વિશ્વે કોની, સ્પૃહા ધરૂં ન કરી હાવો,

માત્ર સ્પૃહા હું આપની રાખું, માટે ન કરશો અભાવો;—
પુર્વે અનેક પતિતો તાર્યા અજામિલ ઉદ્ધાર્યો,
તેવા દોષ ન મુજમાં તો પછી, કાં ન વદન બતલાવો;—
મીરાં, સુદામા, નૃસિંહ મહેતા, ધ્રુવ તમ ભકત કહાવ્યો,
સુધનવાની પણ લજ્જા રાખી, મુજ વ્હારે કાં નવ ધાવો;—
જીવ બંધનથી છુટવ્યા કોને, દુઃખ ગ્રસ્ત ગજ છોડાવ્યો,
હું વિવિધ દુઃખ બંધનમાંહિ, માયા પાસે બંધાયો;—
પણ તમને નથી વિસર્યો પ્રભુ હે, માટે ભકિત બીજ વાવો,
સાચો ભકત તમારો બનાવી, હસ્ત મારો પ્રભુ સ્હાવો;—
કરગરવું હવે કયાં લગી નૃહરિ પ્રભુ સદ્ય મુખ દર્શાવો,
પ્રેમામૃતનું પાન કરાવા, મુજ સમ હૃદયે છુપાઓ;—

---

## साची भक्तिनुं दान देवा श्रीइष्ट प्रति याचना.

પદ ૧૬૯. ( વ્હાલા વેગે આવોરે. એ લય. )

વ્હાલા વેગે આવોરે, ભક્તિ પ્રકટાવો રે, સાચી મારા ઉરમાં હોજી.
નહિ આવો તો થાશે આ દેહ વિનાશ;— વ્હાલા૦
આપ ઉરે પ્રકટ્યા બિના, પડે ન ચેન લગાર,
કાંજે આ ભવ પણ મુને, ભાસે કલેશાગાર.
તથા ષડ્રિપુઓ પણ હરે, બળ અંતરનું સાર;
માટે કરુણા વર્ષાવો રે;— સાચી૦
આપ ભકિત થકી જીવો, સંસૃતિ તરીયા નાથ,
નિર્બલ સબલ બન્યા તથા, અનાથ થયા સનાથ.
હું પણ દિન દુઃખી દેખીને, સદ્ય ગ્રહો મુજ હાથ.
વ્હાલા હવે વધુ નવ તાવોરે;— સાચી૦
પૂર્વે ધ્રુવ પ્રહ્લાદને, મીરાં નૃહરિ રાજ,
સુધન્વા પંચાળીને, સુદામાની લાજ,
—રાખી તેથી મુજને, દૃઢ વિશ્વાસજ આજ.
તેથી કરૂં તમપર દાવો રે;— સાચી૦

આપ કૃપા વિણુ નાથ ઓ, ભક્તિ સાચી ન લેશ,
—થાતી તથા ટળતો નહિ, આ જીવ કેરો વેષ.
પણુ અંતરમાં ઉપજે, નિત્યે નાથ હે ક્લેશ,
કરી દૃષ્ટિ (તે) સઘ શમાવો રે;—— સાચી૦
બાનું ગ્રહ્યું મેં આપનું, ધરીને દૃઢ વિશ્વાસ,
(પણુ) આપ ઉરે પ્રકટયો વિના, કરતા લોકો હાસ્ય,
તે અનુભવવા મેં ધરી, સાચી આપની આશ,
થઇ બેઠો હવે બાવો રે;—— સાચી૦
વિષયો વિષ સમ લાગતા, પ્રકટે ન દૃશ્યે પ્રીત.
જીવન શુન્ય જણાય છે, કાંજે સાચું ન ચિત્ત;
ઇચ્છું નવ વૈભવ કદી પણુ તમ ગાને નિત્ય,
પ્રભુ નૃહરિ દયા ન લાવો રે;—— સાચી૦

---

## प्रियतमना दर्शनने इच्छती वृत्तिना प्रियतम प्रति स्नेह वचन.

પદ ૧૭૦ ( સાહ્યબા રંગ આવોને માણીએ, એ લય. )

વાલમા આવો દાસીની પાસમાં,
ધરીને અતિ ઉલ્લાસ, કહું ખાસ;—— આવો૦
ઘણે દિવસે કરો ગોઠડી, વાલા જંખુ અપાર,
આપ વિણુ ઘડીએ ન ગોઠતું,
માનો સાચું કહુંછું નિરધાર, નથી ખાર;—— આવો૦
મ્હેલો સુંદિર આ શણુગારીઆ, જોતી બેઠી હવે વાટ,
સત્વર હવેતો પધારીને,
ટાળો મારા મનનો આ ઉચાટ, વલાવલાટ;—— આવો૦
ભોજન રચ્યાં મેં વિવિધ ભાતિનાં, જમવા આવોને શ્યામ.
મહેનત પડશે ન વ્હાલા આવતાં,
નથી બીજું કાંઇ મારે કામ, ઓ બિશ્રામ;—— આવો૦
પુષ્પો સુગંધીમય લાવીને, કિધા સુંદિર હાર.
ધૂપ દિપ સર્વ વસ્તુ સંઘરી,

હાવે સજવામાં કાંઈ નથી વાર, લગાર;— આવો૦
બીજે જવું હોય તો ભલે જજો, નવ રોકીશ લગાર,
ક્ષણુ પણુ દર્શન દઈ મુજને,
પછી અન્ય સ્થળે કરજો પ્રસાર, હે મોરાર;— આવો૦
દેજો દર્શન હવે વાલમા, પ્રિય નરહરિ રાય,
કરગરવું, હવે કયાં લગી,
આપ આવ્યેથી શાન્તિ અતિ થાય દુઃખ જાય;— આવો૦

---

## प्रियतमनां दर्शननी राह जोती सखिना आलाप.

પદ ૧૭૧. ( દેખુંગી મોરા અબ્બાકા મુખડા. એ લય )

વાટ જોઉં વ્હાલા આજે તમારી, આજે આજે સુખ કાજેરી—વ્હાલા૦
પોતાની કહી વ્હાલા શું તરછોડી, પોકાર કરૂં કેમ આવો ન દોડી,
દો દર્શન દિન ઝાઝે, ઝાઝે, ઝાઝે રી, હું છું દાસી દુઃખિયારી;—વાટ૦
વારે વારે કહું વ્હાલા આવો, દિન દાસીને શું રિબાવો,
આવું ન તમને છાજે, છાજે, છાજે રી હાવે થઇછું લાચારી;—
મારૂં ન પ્રભુ તમ વિણુ કો બેલી, આમ શું મુકો છો હડશેલી,
અંતર મારૂં આ દાઝે, દાઝે, દાઝે રી, કરો શાન્તિ આ વારી;—
સદ્‌ગુણુ શણુગારો નહિ મારે, વિરહાગ્નિનું દુઃખ છે ભારે,
હોયે નફ્ટ તોયે લાજે, લાજે, લાજેરી(તમને)નહિ લજ્યા લગારી;—
વાંક પડયો શું કહોને મારો, હોય જો દોષ તો વ્હાલા સુધારો,
લોકો કહે દુઃખ ભાજે, ભાજે, ભાજે રી, નિજ જનનાં મોરારી;—
કઠીન હૃદય વ્હાલા આમ શું કીધું, ચિત્ત કઇ નારીએ હરી લીધું,
મુજ શિર દુઃખ અતિ ગાજે,ગાજે,ગાજેરી દો સહુ તાપો નિવારી;—
અધીર થયા શું વ્હાલા વ્હેલા આવો, દેતાં દર્શન નહિ ઘસાઇજાઓ,
દાસી આ સુખમાં રાજે, રાજે, રાજે રી, દેશે આશિષ ભારી;—

---

## કામી જનોને સુબોધ.

પદ ૧૭૨. ( ઘરની શોભા છે ઘરવાળી. એ લય. )

વીર એ મારા કહું છું વિચારી, કરશો નહિ વિષયની યારી;—વીર૦
વિષય પાસમાં શું લપટાઇ, નિરખો છો પરનારી,
પ્રેમે વિષયમાં અતિ સુખ જાણી, કરતા કૃત્ય વ્યભિચારી;—વીર૦
આયુષ તનબળ ક્ષિણ જે કરતા, શેવે વિષય સુખકારી !
સ્વપ્ન સમા આ ક્ષણિક વિષયમાં, ધરતા પ્રીત શું ભારી;— વીર૦
દાંત પડીને ડાચાં મળતાં, જાયે હિમ્મત સહુ હારી,
શરીરે કરચલી વળીને શિરપર આવે ધોળાં ભારી;— વીર૦
વિષય પાસમાં સઉ જન તન મન, ધન દેતા સંહારી,
શરીરની સુંદરતા હરતા કહુંછું આજ વિચારી;— વીર૦
પસ્તાવો પાછળથી કરતા, આશી દશા થઇ મારી,
વિચારજો અંતરમાં વીર એ, કહો કોની ગુનેગારી;— વીર૦
અંતરમાં આ બોધ ઉતારી, રહો યોગ્ય બ્રહ્મચારી,
વિષય પાસથી અળગા રહીને, જોડો પ્રભુ પર તારી;[1]— વીર૦

---

## इष्ट स्मरण करवा सुबोध.

પદ ૧૭૩. ( અબ ચલે ન મોહન તેરા. એ લય. )

વીર હવે, વીર હવે, વીર હવે તું લેજે વિચારી, અંતર આ બોધ ઉતારી
પ્રેમે પ્રભુને તું સ્મરજે, દોષો સહુ મનના હરજે,
વીરા આવાર, કરી સુવિચાર, હૃદયમાં ધાર, સદા ત્રિપુરારી;— અં૦
માયા જાળે ન ધુંચાજે, ત્યજી પ્રભુ વિષયે નવ ધાજે,
કહું આ વાર, દુઃખ દેનાર, છોડીને પ્યાર, વિષય ધિક્કારી;— અં૦
પછી મસ્ત થઇ તું ફરજે, નવ કોથિ કદી તું ડરજે,
હણીને ક્રોધ, ત્યાગી વિરોધ, સ્મરી આ બોધ, ઉતર ભવપારી;—આ૦
નરહરિનું ચિંતન કરજે, નિત્ય સત્ય સ્વરુપે સરજે,
થઇ અભિમુખ, લઇ અતિ સુખ, સઉ તુજ દુઃખ દેશે નિવારી;—આ૦

---

1 પ્રભુ સાથે એકતાર.

## प्रभु विना कोइ पण दुःख टाळवाने समर्थ नथी

પદ. ૧૭૪. ( જળ હળ હૃદયે ઝળકે ચિતિજ્યોતિ. એ લય. )

વિણુ પ્રભુ કોણુ વિપત્તિ હરે તારી.
જે છે જગના ત્રાતા ભર્તા, દે શ્રદ્ધા તું ત્યાં ધારી;— વિણુ૦
નિજ દુઃખ નિવૃત્તિની જ્યાં નથી, કોઈમાં કદી હોશિયારી,
તો તેને મુખે શું કથતો, મુજ શિર દુઃખ છે ભારી;— વિણુ૦
દુઃખ નિવારણુ સુખના કારણુ, જે છે પ્રભુ અવિકારી,
તો પછી શા માટે તું સ્થળ સ્થળ કરતો ફરે છે લવારી;— વિણુ૦
જગપતિ જગના દુઃખો હરતા તુજ દુઃખ દેશે નિવારી,
સત્વર સમજી જા પ્રભુ પાસે, જ્યાં છે શાન્તિ અપારી;— વિણુ૦
વિકળ વૃત્તિ કે દુઃખ જ્યાં આવે, ત્યાં દે પ્રભુ સંભારી,
ઉપેન્દ્ર પ્રભુને ક્ષણુ પણુ મનથી, દઈશ નહિ તું વિસારી;— વિણુ૦

---

## विषय कर्दममां कळी रहेला जीवने सुबोध.

પદ ૧૭૫. ( મન માહ્યલા ભાળજેરે. એ લય ).

વીર માહ્યરા જાણજે રે તું વિષયો વિષ જવાલ.
વિષય પાસમાં જે જન પડીયા, દશા તેની જોરી.
રંક રાય શાણુા સહુ સપડાયા શ્રીમંતો રી.
જ્ઞાની યોગિ પંડિતો સઉ, રહ્યા વિષયમાં મોહી,
પણુ તેમાંથી બચતા નવ આ–ભવમાં દીઠા કોઈ;— માહ્યરા૦
વિષય સ્વરુપનાં લક્ષણુ કહું તે, ઉર ધારજે રી,
શ્રવણુ કરી અંતરમાં ઉતરી ને વિચારજે રી.
અવિચળ સુખ આપે છે વિષયો, કે દે છે અતિ દુઃખ,
અખંડ તૃપ્તિ થાતી તેથી કે રહે છે નિત્ય ભુખ;— માહ્યરા૦
વિષય શેવી તનુ દુર્બળ થાતું, સઉ સુખ જાતું રી,
સુંદર લાલી ચાલી જઇ મુખ ફીકું થાતું રી,
શરીરમાં શુદ્ધિ નવ રહેતી, હણાઇ જાય રૂધીર,
શ્રવણેન્દ્રિય બધીર થઈ જાતી, નયને વહેતું નીર;— માહ્યરા૦

પડી દાંત ડાચાં મળી થાતાં શિર પર ધોળાં રી,
મૃત્યુ આસ ક્ષણમાં થઇ ચાલે, કરી મુખ મ્હોળાં રી.
બાલ વૃદ્ધ સઉ વિષયો સેવી, થઈ રહે કંગાલ,
ચેતવું હોય તો ઝટ ચેતી લે, નહિતો બનીશ બેહાલ;—માહારા૦
ક્ષણિક સુખથી શું લલચાઇ, વિષયે મ્હોતા રી.
મધુમય ગોનું પય છોડી, શુનિ કાં દો'તા રી.
સુખમય એ નવ જાણજો વીર, પણ છે ઝેરી નાગ,
મધુર શબ્દની કોયલ નહિ પણ, છે એ કાળો કાગ;—માહારા૦
વાળી મન વિષયોથી હાવે, કર પ્રભુ પ્રીતિ રી.
અખંડ ચિંતન કરી નરહરિનું, ટાળી ભીતિ રી.
વીરલ કોઇ બચતા વિષયોથી, ( તે) નિર્ભયને સુખી થાય,
વિષયસિંધુમાં મૂઢ મતિના જીવો ગોથાં ખાય;— માહારા૦

---

## सर्व कर्णोने इष्टचिंतनमां रोकवा साधक बन्धुओने निमंत्रण.

પદ ૧૭૬. (ઈષ્ટનામ વાલા નિત્ય હવે ભાખતો જા એ લય. )

વીરા વૃત્તિઓને પ્રભુ પ્રદેશે આવવા દો.
નૃહરિ નામ તણી ત્યાં ધુનિ અખંડ મચાવવા દો;— વીરા૦
ભ્રાન્તિ માયા કેરી પ્રસરી તે ભુલાવવા દો;— વીરા૦
શાન્તિ શકિત તણું સ્વરુપ દર્શાવવા દો;— વીરા૦
ક્રોધ, ક્લેશ, દ્વેષ, ઇર્ષાને શમાવવા દો;— વીરા૦
મોહ લોભ શોક વ્યગ્રતા પળાવવા દો;— વીરા૦
દિવ્ય શકિતઓ પ્રભુત્વની ઝળકાવવા દો;— વીરા૦
આનંદ સિંધુ દશેદિશમાં રેલાવવા દો;— વીરા૦
ગુરુમંત્ર કેરા ઘોષને ગર્જાવવા દો;— વીરા૦
તમ અંતરે પ્રભુ વર્ણને ચમકાવવા દો;— વીરા૦
બ્રહ્મગુહામાં અનાહત્ નાદ સુણાવવા દો;— વીરા૦
ક્રમેક્રમે શિખરઅતિ ગતિ ચ્હડાવવા દો;— વીરા૦
બ્રહ્મ ગગનમાંહિ પ્રેમે વિહાર કરાવવા દો.— વીરા૦

હું તું તે ત્રિપુટી ત્રિગુણ સઉ હળાવવા દો.—
જીવનું જીવત્વ ટાળી, શિવરુપે સોહાવવા દો—
અંતર બાહ્ય ભૂ નભે જય જયકાર વર્તાવવા દો—

---

## વ્યવહાર સુધારવા પરમાત્માને પ્રાર્થના.

પદ ૧૭૭. ( નિષ્ફળતા નાથ ન દેશોજી. એ લય. )

વ્યવ્હારે કુશળતા દેજોજી, હે પ્રભુ આજે.
શરણાંગત શરણે લેજોજી, હે પ્રભુ આજે.
કરુણા કરીને હે પ્રભુજી, અવતાર અવનિ પર આપ્યો,
વ્યવ્હાર ચક્રમાં સ્થાપ્યો, મુજને સ્થાપ્યો રે;—હે પ્રભુ૦
વ્યવ્હારે મુજને સ્થાપી, પ્રભુ અપુર્ણ બળ શું આપ્યું,
કયમ દુઃખ ન મારૂં કાપ્યું રે, પ્રભુ કાપ્યું રે;—
બળ જ્ઞાન શક્તિ મુજ થોડી, તેથી ન અર્થ કો સરતો,
નવ સ્વાર્થ કાંઇ સુધરતો રે, ન સુધરતો રે;—
જ્યાં ત્યાં હું દ્રવ્યને દેખું, સઉ કામ દ્રવ્યથી થાતું,
મુજ મન વિણ દ્રવ્ય મુઝાતું, તેથી મુંઝાતું રે;—
માબાપો મુજમાં નિર્ખે, અતિ અપુર્ણતા વ્યવહારે,
તેથી મુજને ધિક્કારે, સઉ ધિક્કારે રે;—
મુજ સગાં સહોદર સર્વે, મિત્રોને બંધુ મારા,
કરે નિત્ય ઘંટી ટંકારા રે, ટંકારા રે;—
હું જે જે સ્થળમાં જાઉં, અપમાન અતિ ત્યાં પામું,
હવે જોઉં હું કોના સામું, કોના સામું રે;—
કટુ વચનોના બાણે સઉ, વિંધે છે ઉર આ મારૂં.
મુજ મન હું કયાં જઇ ઠારૂં, કહો કયાં ઠારૂં રે;—
જ્ઞાતિમાં કે જાતિમાં મુજને, નવ કોઇ પ્રભુજી ગણતું,
મુજ મન તેથી ચણુચણતું, રહે ચણુચણતું રે;—
મારે છે મુજને મ્હેણાં, ધન મદથી રહ્યા જે ગાજી,
કરતા મશ્કરીયો ઝાઝી, મુજને ઝાઝી રે;—

આ દુઃખ સર્વ હે પ્રભુજી, મુજથી સહન નથી થાતું,
રહે મન તેથી ગભરાતું, નિત્ય ગભરાતું રે;—
અનુકુળ નવ મળીયા મિત્રો, સ્ત્રી માત તાત કે ભ્રાતા,
નવ પામું તેથી શાતા, તેથી શાતા રે;—
હેવોતો જો વ્યવ્હારે, આ જન્મ પ્રભુજી મારો,
તો કાં ન દીધા ભંડારો રે, ભંડારો રે;—
આપી આ જન્મ હે પ્રભુજી, વળી બાળ કીધો છે તમારો,
હજી કાં ન સુણો પોકારો, મુજ પોકારો રે;—
મૂઢ મતિ આ જગના જીવો, જે આપને નવ ઓળખતા.
તેને ત્યાં અઢળક ઢળતા, પ્રભુ શું ઢળતા રે;—
થઇ જગ્તપિતા હે પ્રભુજી, શામાટે ભિન્નપણું ગણુતા,
નિજ જનનાં દુઃખ નવ હણુતા, કાં નવ હણુતા રે;—
વ્યવ્હારે પ્રભુ હું કાચો, નવ સ્વાર્થ તેથી સચવાતો,
પરમાર્થે ગોથાં ખાતો, ગોથાં ખાતો રે;—
મર્માળાં વચનો પ્રભુજી, તે નવ અંતરમાં ધરશો,
નિજ પુત્ર ગણી દુઃખ હરજો રે, દુઃખ હરજો રે;—
મુજ સગાં સંબંધી સઉનાં, મ્હેણાં હે પ્રભુજી ભાગે,
પરમાર્થીક ખપમાં લાગે, ખપમાં લાગે રે;—
દેવો જો હોયતો દેજો, વ્યવ્હાર દેવી પ્રભુ એવો,
નવ ક્ષુદ્ર જીવોના જેવો, તેના જેવો રે;—
કરગરી નરહરિ પ્રભુ કહું છું, આ શમાવો મારી વિકળતા,
દેજો વ્યવ્હારે કુશળતા, મુજને કુશળતા રે;—

---

## विषवत् विषयो होवा छतां जीव तेने प्रीतेथी स्हाइ दुःख कूपमां पडे छे ते त्यजवा प्रबोध.

પદ ૧૭૮. (સુખપ્રદ પુન્ય શ્રી નરહરિના પાય. એ લય.)
વિષવત વિષયો આ સર્વે જણાય.
જીવ જાણે છતાં કેમ પ્રીતેથી સ્હાય,—વિષવત.

ઇન્દ્રવારણું દેખીને જન મોહ ધરીને ધાય,
ક્ષણિક સુખમાં લોભાય,
તાવી નાખે આ કાય, તોય કંઇ ના સમજાય;—
જ્ઞાની અને અજ્ઞાની સઉ જન,
શેવે વિષયો સદાય,
ઘણા પંડિત દેખાય, સાધુ માંહિ લેખાય,
રંક, શ્રીમંત, રાય;—
જાણી જોઇને પોતાને હસ્તે,
દિપ લઈ કૂપે પડવા જાય,
છોડી સુગંધ ધાય, દુઃખ દુર્ગંધે સોહાય,
કેવા સજ્જન ! ગણાય;—
સુગંધીમય ત્યજી ગુલાબને,
બાથ બાવળે ભરવા જાય,
ઘણા કંટક ભોકાય,
સહુ સુખ ચાલ્યું જાય, શરીર રક્તે શોભાય;—
દુઃખપ્રદ આ વિષયોમાંથી,
નિવૃત જે જન થાય,
અતિ સુખમાં સોહાય, ભક્તિ સિંધુમાં ન્હાય,
( કો ) વીરલ બચતા જણાય;—

---

## विषयी जीवने उपालंभ.

પદ ૧૭૯. ( ડરકણુ તું શિદ થાય. એ લય. )

વિષયે તું શીદ ધાય, પ્રીતિ ધરીને ટ્હાય,
મળતું ન સુખ ત્યાંય, સાચું એક બિંદુ છે;—
વ્યાધિનો વાયુ વાય, રોગે તનુ પીલાય,
નાવ તારૂં ઝોલાં ખાય, જ્યાં દુઃખ સિંધુ છે.—
મુખ કેરી લાલી જાય, શરીર ધોળી પુણી થાય,
નેત્રોનું તેજ હાય ! સધ નષ્ટ તો થતું.—

જીવન ધુળધાણી થાય, થરથર કંપે છે કાય,
મૃત્યુનો ત્રાસ થાય, જોતા જોતામાં તું.—
માટે મારૂં સાચું માન, હજી પણ છોડી એ તાન,
કરી લે પ્રભુનું ગાન, તો તો આનંદ છે.–
નહિ તો બનીને હેવાન, ભુલી પ્રભુનું ભાન,
ભટકજે તું રાને રાન, ભાગ્ય તારૂં મંદ છે.——

---

## मिथ्या प्रवृत्तिथी वीरमी इष्ट स्मरण करवा सुबोध.

પદ ૧૮૦. ( આંધળો આંખો છતાં નથી જોતો. એ લય. )

શાન્ત તું થાને હવે મદમાતો,
અજ્ઞાની જીવ મિથ્યા તું તો શું પુલાતો.
વ્યવ્હાર કાર્યની ઉપાધિ ટાળવા,
પ્રયત્ન કેમ નથી સ્હાતો.
અસંખ્ય દુઃખો આવી પડે તોએ,
દૃશ્ય પ્રીતિએ શું મોહાતો રે;— શાન્ત૦
ઇચ્છાઓ મોટી મોટી મનમાં ધરી તું,
વિચારે નિત્ય શું ધુંઆતો.
ધારેલાં કાર્ય તારાં સરતાં નથી તો એ,
કરવા પ્રયત્ન તું ચ્હાતોરે;— શાન્ત૦
પાંચથી પચીશ, પચીશથી પાંચસો,
મેળવવા તુજ ઇચ્છાતો,
તોએ ન તૃપ્તિ થાતી કહિએ,
લક્ષ ક્રોડે જીવ જાતો રે;— શાન્ત૦
વિવિધ જાતિના શૃંગારો ધારીને,
જોઈ તનુને મલકાતો.
સ્ત્રીઓને કડલાં ને કાંબી સોહાવી,
આનંદે અતિ છલકાતો રે;— શાન્ત૦
મનમાં અભિમાન એમ તું આણતો,

મારા જેવો નથી દાતો.
સત્કર્મો સાધતો નથીએ જરાએ તું.
પડશે પસ્તાઇશ યમ લાતો રે;— શાન્ત૦
દેવને નિંદતો, ધર્મને નિંદતો,
નિંદતો નીતિનાં શાસ્રો,
ગુરુ અને ગુરુ જનને નિંદતો,
કરીને મોટી મોટી વાતો રે;— શાન્ત૦
પરમાર્થે પુન્ય તું પાઇ નવ કરતો,
દાતાની નિંદા ઉચરતો.
કરીને કૃપણતા તું લક્ષ્મીને દાટતો,
સત્ય કારજે નથી સરતો રે;— શાન્ત૦
પોતાના યશની વાતો કરે કોઇ,
સુણીને મન હરખાતો.
પોતે પોતાની બડાઇ હાંકવા,
નિશદિન હોંશિયાર થાતો રે;— શાન્ત૦
માયાનાં સુખો માણ્યાં અતિ તોએ,
પ્રભુની ભક્તિ ન હજી ચ્હાતો,
ચેતવું હોયતો ચેતજે મૂઢ તું,
સમય તારો આ વહી જાતો રે;— શાન્ત૦

---

## विघ्नो ए कसोटी रुप छे जेथी लेश पण डरवानुं नथी.

પદ ૧૮૧. ( સુંદિર શામળીયા. એ લય. )

શામાટે ડરીએ, પ્રભુતો કસોટી આપે.
અશ્રુ શીદ ભરીએ, ભલે વ્યગ્રતા વ્યાપે;— શામાટે૦
પ્રભુતો કસોટીમાંહિ કસતા, સર્પ થઇને શરીરે ડસતા,
વ્યાઘ્રરુપે ભય દેવા ધસતા, સ્વર્ણ ભઠ્ઠીમાં જેમ તાવે;— શામાટે૦
કો દિન હાલ ભિખારી બનાવે, અન્ન વિના કો દિન ટવળાવે,
કો દિન આપણું માન્ય ઘટાવે, વિવિધ પ્રકારે સંતાપે;— શાંમાટે૦

વસ્ત્ર વિના નગ્ને રઝળાવે, સ્ત્રી સુત ધનનો નાશ કરાવે,
અગ્નિ કે જળમાં જંપલાવે, (કે) કંટક શય્યા બિછાવે;- શામાટે૦
એમ પ્રભુતો કસોટી દેતા, વીરલ ન ડગ પાછો ભરતા,
અચલ ટેક ધરી ભકિત કરતા (તો) નરહરિ નિજરુપે સ્થાપે;-શામાટે૦

---

## तनमन वडे सर्व प्रकारे शुद्धि करवा सुबोध.

પદ ૧૮૨. ( મન ભુલાવે મન લોભાવે. એ લય )

શુદ્ધ શરીરે શુદ્ધ વિચારે, શુદ્ધજ મનથી ફરવું જી,
વસ્ત્રો શુદ્ધ સજી તત્પર થઇ, હરિગુરુનામ ઉચરવું જી;— શુદ્ધ૦
મલીન ઓઝસ હોય જેનું તે તો નિશ્ચય પરહરવું જી,
દુષ્ટ વિકારો આવી મળે તો, તેનાથી નવ ડરવું જી;— શુદ્ધ૦
કામ ક્રોધ વશ થઈને કદાપિ, વ્યવ્હારે ન વિચરવું જી,
લોક તણી લજ્યાને છોડી, શુદ્ધજ આચરણ કરવું જી,—શુદ્ધ૦
સાધન સાચાં મળીયાં આજે, તો અલક્ષ્ય શીદ ધરવુંજી,
સત્વર સાધી સાધન ક્રમને, અખંડ સુખને વરવું જી, --શુદ્ધ૦
રાણાનું જે ઝેર હતું પણ, મિરાંને નવ મરવું જી,
કારણ એકજ સિદ્ધ કરે છે, અંતર નિર્મળ કરવું જી;— શુદ્ધ૦
મન વાણીને શુદ્ધ રાખવાં, એ નિશ્ચયથી ન ફરવું જી,
અનંત સુખને વરવા કાજે, ધ્યાન પ્રભુનું ધરવું જી;— શુદ્ધ૦

---

## माया जाळमां धुंचाएला जीवने सुबोधक वचनो.

પદ. ૧૮૩. ( શું કરૂં શું કરૂંરે. એ લય. )

શું કરે શું કરે શું કરે રે, વીરા મિથ્યા માયામાં તું શું કરે,
માયા જાળે તું નિશદિન ઘુંચાતો,
પરમાર્થે પ્રીતિ તું ના ધરે રે;—
સગાં સંબંધી સૌને દેખીને,
હર્ષે થઇ ગાંડો ઘેલો ફરે રે;—
આમ તેમ આથડીને એળે ગુમાવે;
અવતાર તારો અમુલ્ય જે રે;—

ધન મદની માંહિ કાંઇ સુઝતું નથી રે,
અભિમાન ધારી મસ્ત વિચરે રે;—
શાન્તિ ન સાચી તારા ઉરમાં દેખાતી,
ક્રોધે તું કાળો પીળો ફરે રે;—
પ્રેમાળું વર્તન નવ દેખાતું તાહારૂં,
દિનની વઢવાડો તું દશ કરે રે;—
પ્રભુની ભક્તિ નવ પ્રેમે ગ્રહે તું,
ખાય ગોથાં ભવસાગરે રે;—
અગણિત દુઃખ આપે વિષયો તું
તોએ તેને કદી નવ પરહરે રે;—
ચિંતામણિ ત્યજી પ્રભુને હે વીર તું,
છોડી રુપુ કલ્લઇ સંચરે રે;—
સરળ સુગમ માર્ગ છોડીને કયેમ તું,
કંટક વનમાંહિ આથડે રે;—
સાચું માનીને તું, ભજને સવેળા,
ઈષ્ટ શ્રીઉપેન્દ્ર પદે તો ઠરે રે,—

---

## विषयी अने भक्तनो संवाद.

### પદ ૧૮૪.

विषयी— શું કરવા જપ તપ કરે, કયમ તાવે આ કાય,
સુખરુપી આ સંસારમાં, શીદ દુઃખે પિલાય.
બંદા મારે સંસારમાંહિ કેવી આ મોજ,
ખાવું પીવું ખેલવુંને નાટક જોવાતાં રોજ;—બંદા૦

भक्त— નવ બોલાવું હું તુને, કયમ આવે મુજ પાસ,
ધ્યાન મુજ ચૂકાવતો ને દેતો અતિ ત્રાસ.
તુજ જેવા મૂઢ મતિના શું સમજે ગમાર,
ભક્તિરુપી સ્વાદ હોય ભાગ્યશાળી લેનાર,— તુજ૦

विषयी— ધ્યાન સદા બગ તો ધરે, મિન જળમાં નિત્ય ન્હાય,

રોળાતા રાખોડીમાં ખર અતિ આ જગમાંહ્ય,
બોલ તારો ચાલશે કયાં સુધી હાવે વાદ.
છોડી આવા ચાળા લે તું માયાનો સ્વાદ;—— બોલ૦

विषयी २— સુખ અતિતો માણુતા, (અમે) માયામાં રહેનાર,
વિષય ભોગ તણો સદા, લઇ આનંદ અપાર.
વસ્ત્રો કેવાં અઓબંધ જો પહેરનાર;
તારા જેવા નિર્ભાગીના દુર્બળ દેદાર;— વસ્ત્રો૦

भक्त— વિષય ભોગ નિત્ય ભોગવી, કરો આયુષ ખુવાર,
નિજપદમાં મારો તમે,કુહાડીની ધાર,
દારૂ, કોફી, ચ્હા, બીડી ગાંજો ફુંકનાર,
હુકો ગુડગુડ કરી માનો આનંદ અપાર;— દારૂ૦
વ્યસને તન દુર્બળ કરી, મર્ણ શર્ણુ થાનાર,
નિર્ભાગી હું કે તમો ? કરજો મન વિચાર.
અમે પાળી બ્રહ્મચર્ય હૃષ્ટપુષ્ટ રહેનાર,
સાધી ભકિત યોગને, સદા નિરામય થનાર;—— અમે૦

विषयी— વ્યસનોની ખુબી ઓર છે, વિષય ભોગ સુખ સાર,
સ્વાદ જાણે નહિ તેથી તું, નિંદે છે આવાર,
વિવિધ જાતિના આ જગતમાંહિ લઇએ આસ્વાદ.
વાજાં તબલા સાથે ગાઇએ અમે ચીજો ઉસ્તાદ;— વિવિધ
તંબુરા કિર્તાલને મંજીરા લઇ હાથ,
કાઢો ઘાંટા કારમા, ભકતો થઇ સઉ સાથ.
ગમતો અમને ન એવો કોલાહલ લગાર,
ઉપજે આનંદ જ્યાં હોય સારીગમ ગાનાર;–ગમતો૦
કેવો થકવ્યો આજ એ, ભકતને થઇ સંગાથ,
હરાવવાને આપણે, ભીડી કેવી બાથ.
વાદ કરીને મઝા કેવી પડી બોલ યાર ?

विषयी.२— એનું વર્ણુન થઇ શકતું ન મુજથી લગાર;— વાદ૦

भक्त— વાદ કરી તમ સાથ હું, ચૂકું કામ અપાર,

ધ્યાન ધરી શ્રીઇષ્ટમાં, થાઉં એકાકાર,
વીરા કરશો ન વાદ વિષયી સાથે લગાર.
બોલો બોલો શ્રીનૃહરિ હાવે એકવાર;— વીરા૦

---

## સ્વાત્માનુભવ.

પદ ૧૮૫. ( ચિતિચંદ્રની આ છાય. એ લય. )

શો આ અનુભવ થાય, અહા ! મુજ ઉરમાં આજે;—
ક્ષણુ ક્ષણુ સ્થિતિ આ તનમન કેરી, બદલાતી અનુભવાય,
અદભુતતા જણાય, સહુજ ઝાંખી થાય,
રહ્યા પ્રભુ હૃન્નભમાં જે;— શો આ૦
જીવ ભ્રાન્તિ આ સઘ ટળી જાતી, શમતાં ચિદ્રવી માંહ્ય,
અંધારૂં છુપાય, તે સ્પષ્ટ ભળાય,
હતું અજ્ઞાનનું કાં જે;— શો આ૦
દૃષ્ટિએ દૈવી વૈભવ આવે, પાર ન તેનો જણાય,
ગણ્યા ના ગણાય, મતિ સ્તબ્ધ થાય,
અદૃશ્ય છે મુળતત્વમાં જે;— શો આ૦
વિધવિધ વાદિંત્રો કેરો આ, શ્રોત્રે નાદ સુણાય,
અતિ ઉભરાય, હર્ષે ઝુલાય,
વસે યોગિ મુનિ નિત્ય ત્યાં જે;— શો આ૦
ઝણુણુ રણુકાર તનુમાં થાએ, તે નવ કોને કથાય,
ભાન ભુલાય હું તું તે દળાય,
શમાતું સઘ પ્રભુમાં જે;— શો આ૦
પૂર્ણ સ્વતંત્ર થઈ રહેવાતું, શાન્તિની છાયા માંય,
પ્રસરી રહી જ્યાંય, લહરી ઠંડી વાય,
મુદિત પ્રકટે અણુ અણુમાં જે;— શો આ૦

---

## वियोगीनी दासीनां प्रियतम प्रति मर्म प्रयुक्त वचनो.

પદ ૧૮૬. ( દેખુંગી મેરા અબ્બાકા મુખડા, એ ચાલ. )

શોધું હું મારા પ્યારા પાતળીયા.
પ્યારા, પ્યારા, પ્યારારી મારા પ્યારા પાતળીયા;– શોધું હું૦
પ્રીતિ બાંધી વ્હાલા કયાં સિધાવ્યા,
આવીશ કહી ફરી મુખ ન બતાવ્યાં,
મુજથી થયા શું ન્યારા, ન્યારા,
ન્યારા રી, કોણ પંથે છો પળીયા;— શોધું હું૦
કેતા'તા મુજને પ્રાણુથી પ્યારી,
કરીશ નહિ કદી તુજને ન્યારી,
પણ જાણું હાવે ધુતારા, ધુતારા,
ધુતારા રી, અન્ય સખિ સાથે મળીયા;— શોધું હું૦
વાત કરે શી છે આપણે ખામી,
પણ નવ પુટી કોડી હું પામી,
( તથા ) નહિ શણગારો સારા, સારા,
સારા રીં આવ્યાં શિરે આ પળીયાં;— શોધું હું૦
ભૂનભ સ્વરમાં શોધી હું થાકી,
ચંદ્ર તારા મંડળ નવ બાકી,
અશ્રુ વહે ચોધારા, ધારા,
ધારા રી તપ્યાં મારાં આ તળીયાં:— શોધું હું૦
વિયોગ વિરહ ન હાવે ખમાતો,
જીવ અહોનિશ રહે ગભરાતો,
ઉગ્યા શિરે દુઃખ કયારા, કયારા,
કયારા રી, કાંટા વાળા બાવળીયા;— શોધું હું૦
આલાપ સુણી વહેલા આવો,
નિજ દાસીનાં દુઃખ શમાવો,
શાન્ત હૃદય કરનારા, નારા,
નારા રી, પ્રભુ નૃહરિ ઓ બળીયા;— શોધું હું૦

---

## शिव स्वरुपनी कल्पना आज्ञोना समजवामां आवती नथी.

### પદ ૧૮૭.

સ્વરુપ શું સમજે શિવત્વ કેરું, જીવત્વનું ખાબોચીયું, ( ૩ )
આત્મસ્વરુપની વિશાળતા શી નિહાળી શકતા લેશ ન તે જીવ.
ઉચ્ચ સુખની આશ ધરે કેમ,
કહો ગામડીયા મોચીયું, ભાઇ મોચીયું; (૨)
વીરલને સ્વરુપ અનુભવ સહેલો, જીવને માર્ગ એ લાગે કસેલો.
કઠણુ જમીનમાં ક્યમ ઉતરે કહો,
રૂની પુણીયે પોચીયું, ભાઇ પોચીયું. (૨)
આત્મસ્વરુપ કો અનુભવી ઉરમાં, ઝુલે ઉચ્ચ સુખે આ ભૂમાં.
તો કહે કયમ કરી આવો થયો આ,
એમ કહી કરતા ડોકીયું; ભાઇ; (૨)
કલેશ દ્વેષ ભય શોક ટળે છે, લોભ મોહ ચિંતા પ્રજળે છે.
પછી સદા શાન્તિમાં સુવે છે, મુખે વદે શિવ તે હુંજ છું. ( ૩ )
બંધુ આત્મ સ્વરુપમાં જાજો, નિર્મળ બ્રહ્મસરિતમાં ન્હાજો,
મટી જીવ શિવરુપ થાશો સદ્ય,
એ, અનુભવી પુરૂષે ગોતીયું. ભાઇ. (૨)

---

## सत्यध्यान तथा साची भक्ति विना ध्येयनी प्रतीति थती नथी तथा इप्सित सुखो पण प्राप्त थतां नथी.

પદ ૧૮૮. ( નરવીણુ જગમાં નાર તણી કિંમત કોડી કહાવે. એ લય. )
સત્ય ધ્યાન વિણુ ઇષ્ટ કદી નવ અવિચળ સુખ આપે,
તથા સાચી શ્રદ્ધા ભકિત વિણુ શાન્તિ ન ઉરમાં વ્યાપે;— ક૦
કરી ભસ્મ ભાલે કંઠે રુંઢ- માળાઓ ધરતા,
ઉતાવળથી આચમન કરી કરના વેષથી ન્યાસ ભજવતા;- ક૦
ઘાલી હસ્ત ગૌમુખીમાં બબડતા, તથા વાતો કરતા,
ફું ફું નાદે પ્રાણુાયામ કરી કંઈ નેત્રો મીંચી ધ્યાની સુચવતા;—ક૦

ઘટી કરી સંધ્યા ધ્યાન કરી કંઇ જન સુખને ઇચ્છે,
અન્ય સમય શા ધ્યાને વિતાવ્યો, તે નવ ઉર જરી પ્રિછે;- ક૦
વૃથા મોટી વાતો કરવાથી, ઈચ્છિયું ન સુખ મળતું,
ફરિ ચમન ઉડાવ્યાથી પણ, ઇચ્છિત પ્રાપ્ત ન થાતું;— ક૦
ઉંચા મ્હેલ મંદિરને નિર્ખી, કઇ જન સુખ માને,
સુંદર બાગબગીચે રીઝે કંઈ, તો રંભાના ગાને;— ક૦
વિવિધ મિષ્ટ પદાર્થો ઉડાવી, વસ્ત્રો શુદ્ધ પ્હેરી,
ગાડીઘોડે બેસી ફરે કો લઇ મોટર કિંમતી ઘણેરી;— ક૦
વેષ કાઢી કોઇ સુખને ઇચ્છે, કોઇ પુસ્તક વાંચી,
સુખ માને શ્રીમંતો ધનથી, શેવે સદા જે માંચી;— ક૦
સૌ વિભવો તુચ્છવત આ જણાતા, ઇષ્ટધ્યાન સાચું,
કહો કયમ પચશે રાંધ્યા વિણ ભાઇ, જમો અનાજ જો કાચું;-ક૦
વિપત્તિ કે પ્રતિકુળતા દેખી, રંક બની જાતા,
લક્ષેથી ચસી જાતા દુઃખનાં અભ્ર જો શિરે છવાતાં;— ક૦
માટે બંધુ મારા બાહ્ય પ્રવૃત્તિને શેવો,—
છતાં વિરકત રહી પ્રભુ ધ્યાને, લ્યો ઇચ્છિત પદ મેવો;— ક૦
અર્પણે હરિગુરુને સ્મરીને, કરી સાચી ભકિત,
નરહરિ શિષુ નરહરિ રૂપ બનવા-જેવી ધરજો શક્તિ;— ક૦
પ્રભુતો અવિચળ સુખ આપે.

---

## इष्टाश्रय पामी निर्भयता अनुभवनार साधकना उद्गार.

પદ ૧૮૯. ( ઘેલી થઇરે હું તો ઘેલી થઈ. એ લય. )

સ્વતંત્ર ફરૂંરે હું તો સ્વતંત્ર ફરૂં મારા,
વાલાને પામી હું તો સ્વતંત્ર ફરૂં.
શીદને ડરૂંરે હાવે શીદને ડરૂં મિથ્યા,
માયાના ભયથી હાવે શીદને ડરૂં.
જે છે જગત્ સાચું, મિથ્યા મેં તો માનીયું રે,
માયાની લ્હારે હાવે શીદને ફરૂં;- મારા૦

સગાંને સહોદર સર્વે મિથ્યા મેંતો જાણીયાંરે,
ફક્ત એક પ્રીતિ હું તો પ્રભુની કરૂં;— મારા૦
લોકોની લજ્જા સર્વે હાવે મેંતો છાડી છેરે,
મિથ્યા બકવાથી હાવે શીદને ડરૂં;— મારા૦
હસ્તિરુપે હું બનીને, મસ્ત થઇ મ્હાલતો રે,
શ્વાનના ભસવાથી કેમ હવે થરથરૂં;— મારા૦
જોઇતી જેહ વસ્તુ વ્હાલો તેતો આપતા રે,
અન્યની આશાને હાવે શીદને ધરૂં;— મારા૦
નૃસિંહ નામને તો રટું દિન રાતડીરે,
જેથી આ ભવરણ ફેરો ન ફરૂં;— મારા૦
લગની તો લાગી હાવે, વ્હાલા કેરા નામનીરે,
સ્મરી શ્રીઉપેન્દ્ર સચ્ચિત સ્વરુપે ઠરૂં;— મારા૦

---

## सद्गुरुनुं शरणुं ग्रहेवा जीवने सुबोध.

પદ ૧૯૦. ( પ્રિતમ ન્હોય પ્રીતની રીત એ લય. )

સદ્ગુરુ શરણું સ્હાજે વીર.
દુઃખ પાપ સર્વે ટળી જાશે, સદ્ગુરુ શરણે જાતાં,
અસંખ્ય જન્મનાં મલીન કર્મો, ક્ષણ માંહે ધોવાતાં;—
માયારુપી અંધકાર હશે જે, તત્ક્ષણ ત્યાં ટળી જાશે,
કટકો કાચનો મટી જઇ તું, સુંદિર હિરો થાશે;—
ક્રોધ કલેશ જે રિપુઓ સઘળા, દ્વેષ મોહાદિ ભારી,
શરણું સ્હાતાં સદગુરુનું તે, સત્વર દેશે નિવારી;—
અજ્ઞાન આવર્ણરૂપી જે તુજમાં હશે ઘોર અંધારૂં,
ટાળી સત્વર જ્ઞાન રવિનું, ઉઘાડી આપશે બારૂં;—
દુઃખરૂપી સંસાર તને આ, અજ્ઞાને જે ભાસે,
સુખ સિંધુમાં ન્હાતાં તુજને, સુખરૂપ સઘ જણાશે;—
સદ્ગુરુ શરણે જાતાં ટાળી, જીવપણું શિવપદ આવે,

મૃત્યુ ભય શિર પરથી નિવારી, અજર અમર પદે સ્થાપે;—
તન મન ધન પ્રભુને કરી અર્પણ, પ્રભુમાં સદ્ય શમાજે,
હૃદયાકાશે નિર્ખી નૃહરિને, જીવન મુક્ત પદ સ્હાજે;—
એક ચિત્તે પ્રભુ પ્રેમે સ્મરજે, અન્ય કડાકુટ મેલી,
નૃહરિ પ્રભુને શરણે જા ઝટ, થાશે આનંદ હેલી;—

---

## मनने स्थिर थवा उपदेश.

પદ ૧૯૧. ( અબ ચલે ન મોહન તેરા. એ લય. )
સ્થિર થજે, સ્થિર થજે, સ્થિર થજે, હે મન તું આજે,
જ્યાં પ્રકટ પ્રભુ ત્યાં જાજે,
નવ વિષય પંકમાં ધાજે, પ્રભુ સ્વરુપમાં સોહાજે;— સ્થિર૦
વિષયે નિશદિન કયમ રહે તું, શેવી વિષયો દુઃખ સહે તું,
ન આવે શાનઃતોય મસ્તાન, અરે નાદાન ભક્તિ પ્રભુ સ્હાજે-જ્યાં.
ચિંતામણિ પ્રભુ કયાં ત્યજ તું, શુભ કાચ જોઇ કયાં મો'તું
ન તેથી થનાર, શ્રેય તું ધાર, સ્મરી કિરતાર, પ્રભુરુપ થાજે;-જ્યાં.
સાધી સાધન તું ચઢજે, ષડ્રિપુનો ઘાટજ ઘડજે,
બની હોંશિયાર, ઉરે આવાર થઇ તૈયાર, મુર્ધમાં જાજે;—
વિઘ્નો સર્વે અળપાશે, જો જાઇશ હૃદયાકાશે,
પામી અતિ સુખ, હણી તુજ દુઃખ,
ભાગી નીજ ભૂખ, તૃપ્ત ત્યાં થાજે;— જ્યાં.
તુજ રમણ ભ્રમણ સહુ છોડી, દે ચિત્ત પ્રભુમાં જોડી,
પ્રભુની પાસ, થઇ નિજ દાસ, કરી ત્યાં વાસ, નૃહરિ ગુણ ગાજે;-

---

## दृश्यमां वहेता प्राणिने सद्गुरु सजवा सुबोध.

પદ ૧૯૨. ( ભજન બનત નહિ. એ લય. )
સજી લે તું સદ્ગુણ દશ્યે વહ્યો તું શું પ્રાણી.
પ્રેમથી તું પચીયો મોહે, સુખ અતિ જાણી,
પ્રભુને ન પ્રીતે ભજ્યા, કર્યું ધુળધાણી;— સજીલે૦

વ્યવહારે તો વૃત્તિ તારી, નિત્યે તો વિંટાણી,
નામ પ્રભુનું લેતાં તુજને, ચઢે છે ભવાની;— સજી લે૦
અન્યની તું નિંદા કરતો, ફોડતો જયમ ધાણી,
ફાચું દુઃખતું ના કરતાં—લવારાની લ્હાણી;— સજી લે૦
પરનું સારૂં દેખી તારી આંખ્યતો અંજાણી,
દ્વેષે અતિ બળતો દુઃખી પોતાને તું જાણી;— સજી લે૦
કલેશને તું કરતો નિત્યે, આનંદને માણી,
શોક સંગી તારો સાચો, શુદ્ધિ લેતો તાણી;— સજી લે૦
પ્રેમની દૃષ્ટિને તેતો, સજી નહિ પ્રાણી,
હસ્તે વદને કોઇ દિન, વધો નહિ વાણી;— સજી લે૦
અન્યનું તું દાનજ લેવા, થતો પોતે દાણી,
દોડતો તું દડબડ દઇને, તારો હક જાણી;— સજી લે૦
કરી ક્રોધ જેને તેને, લઢવા તોફાની,
બુરી થાતી વૃત્તિ તારી, જાણે ભુતરાણી;— સજી લે૦
દ્રવ્યપ્રાપ્તિ અર્થે તારી, વૃત્તિતો લોભાણી,
શ્વાન સમ ભટકાતો તું, સાચું સુખ જાણી;— સજી લે૦
બીજાને ત્યાં ભોજન કરવા, ન્હાતો મીજબાની,
પોતે તો ન પાઇ ખર્ચે, કેવી વૃત્તિ શાણી;— સજી લે૦
તાણુતો તું નિત્યે વીરા, વ્યવ્હારની ઘાણી,
જાગીને તું જોને વ્હેલો, કરી શી કમાણી,— સજી લે૦
શોધ્યા નહિ સદ્‌ગુણો, વૃત્તિ વિકારે શમાણી,
સાચી શાન્તિ પામ્યો નહિ તુજ, મતિતો ભમાણી;—સજી લે૦
મારૂં તારૂં સર્વે તું તો, કરી ત્યાગ પ્રાણી,
ઉપેન્દ્રનું શરણું લઇને, સુખ લે તું માણી;— સજી લે૦

---

## साधन रणमां प्रवेश करवाने साधकोने निमंत्रण.

પદ ૧૯૩. ( થયાછોરે પતિ તેજ પ્યારી તનના. એ લય. )

સહુ ચાલો સાધક ગણુ આજે, રણુયુદ્ધ આદરીએ,
સાધનમાં વિક્ષેપ કરે તે, શત્રુ હણુવા આજ.
કટી કસીને, ઉર હસિને, ધસમસિને, લઇ અસીને,
કામ, ક્રોધ, ભય, લોભ, શોક, મોહાદિ રિપુ હરીએ;— સહુ૦
સદ્‌ગુરુ મંત્રનું શસ્ત્ર લઇને, ઉતરી અંતર માંહ્ય,
નવ ડરીએ, ધૈર્ય ધરીએ, ભય હરીએ, કાર્ય કરીએ,
બહુ દિનના અંતરમાં જામેલા, મનમળ દૂર કરીએ;— સહુ૦
પ્રાણાયામે ચિત્ત રોધી વીરો, કરીએ ગગને સ્થાન,
ભુલી સહુ ભાન, બની ગુલતાન, ગ્રહી ગુરુસાન, ધરી પ્રભુ ધ્યાન,
નિજ સ્વરુપે વૃત્તિ રોધી શિવસ્વરુપે ઠરીએ;— સહુ૦
નૃહરિ પ્રભુ જે સ્થળમાં રાજે, તે સ્થળ જાવા કાજ,
શુભ સાધી, ટાળી આધિ, વળી વ્યાધિ, ને ઉપાધી.
મન, બુદ્ધિ ચિત્ત પ્રભુમાં, ગાળી, અખંડ સુખ વરીએ;— સહુ૦

---

## विकारो दूर करवा प्रबोध.

પદ ૧૯૪. ( ઠુમ ઠુમ પાય ધારીરે. એ લય. )

સ્મરી આ બોધ મારો રે, વીર અંતરમાં ઉતારો રે.
કામ ક્રોધ સંહારો રે, લોભ, મોહ મદ મારો રે,
દ્વેષ, ઇર્ષા, અસુયાને વીર ટાળી,
ચિંતા અને ભય હેને સદ્ય પ્રજાળી,
રહી આનંદે અપારરે, શોક નિવારો,
અભય શસ્ત્રને ધારો રે;— સ્મરી૦

---

## प्रतिदिन शिखरे स्थिति करवा साधकनो सन्निश्चय.

પદ ૧૯૫. ( ઘેલી થઈરે હુંતો. એ લય. )

સ્થિતિતો કરૂંરે હાવે સ્થિતિતો કરૂં
હુંતો ઉચ્ચ શિખરે હાવે સ્થિતિતો કરૂં.
જીવત્વ હરૂંરે મારૂં જીવત્વ હરૂં,
લહીને શિવપદ હાવે મારૂં જીવત્વ હરૂં,
મુજ સ્વરૂપાબ્ધિ, અધિક છે વિસ્તર્યો રે,
ક્ષુદ્ર સરિતાનું રૂપ હવે કયમ ધરૂં રે;— હું તો૦
નીચ પ્રદેશે હાવે વસું કેમ પ્રીતથી રે,
દિન દિન ઉંચા પદમાં ગતિ તો કરૂં રે;— હું તો૦
સારા ખોટાના સર્વે, ભેદ વિલાવી સઘ,
મનની આ મિથ્યા ભ્રાન્તિ નષ્ટતો કરૂં રે;— હું તો૦
જીવ સ્વરૂપ હાવે, સઘ નજાળી રે,
ઇશ ગ્નપ્તિ કે સિદ્ધ પદમાં ઠરૂં રે;— હું તો૦
ઉપેન્દ્ર પ્રભુ છે મારે, શિરે સદા ગાજતારે,
શિખરે સ્થિતિ કરી હું નિડર ફરૂં રે;— હું તો૦

---

## सर्व स्थळ प्रभुनी छाया अनुभवनार वृत्तिना उद्‌गार.

પદ ૧૯૬. ( જળ હળ હૃદયે ઝળકે ચિતિજયોતી. એ લય. )

સ્થળ સ્થળ વિશ્વે દિસંતી પ્રભુ છાયા,
ભૂનભ અનલે નાથ રહ્યા છે, છૂપી જાતી જ્યાં માયા;—સ્થળ સ્થળ.
આ જગના જન જે છે સઘળા, તેમાં નાથ છુપાયા,
સમજે સો જન જાનત મનમેં, જેણે ભેદજ પાયા;—
નિજ સ્વરૂપનાં કિરણો નાખી, સૂર્યને ચંદ્ર દિપાવ્યા,
એ પણ અદ્‌ભુત પ્રભુની લીલા, જોઈ જ્ઞાની મલકાયા;—
જળમાં વ્યાપક નાથ રહ્યા છે, વળી અન્નમાંહિ શમાયા,
વિધ વિધ મેવામાં પણ નિવસી, જગમાં ડેરા જમાયા;—
નાદ રૂપે થઈને આ વિશ્વે, પ્રભુએ ડંકા બજાવ્યા,

સ્થુળથી સુક્ષ્મ સ્વરુપે પ્રકટી, આ જગમાંહિ સોહાયા;—
જ્યાં ત્યાં વ્યાપક પ્રભુને જોતા, સો જન વિશ્વે કમાયા,
નહિ જોનારા તેણે નક્કી, વ્યર્થજ જન્મ ગુમાયા;

---

## साधन साधी प्रभुपद पामवा बंधुओने प्रबोध.

પદ ૧૯૭. ( તારી કુબજાસે મન રાજી. એ લય. )

સાધો ! સાધન સજ થઈ આજે, પ્રભુપદ પામવા આવાર. (૨)
શત્રુ સર્વે મનના દહિએ, ઇષ્ટ મંત્રના જાપે વહીએ,
સ્થિર થઇ લક્ષ સ્થળે રહીએ;—પામવા આવાર પ્રભુપદ.
પ્રથમ શુદ્ધિ તનની આદરીએ, પ્રાણ રોધીને મન વશ કરીએ,
દોષો સર્વે મનના હરીએ;—પામવા આવાર.
ચિત્ત શાને બીજે કયાં ધરીએ, અનિત્યની પ્રીતિ નિત્ય હરીએ,
અખંડ હરિગુરૂ નામજ સ્મરીએ;—પામવા આવાર.
સાધી સાધન આ ભવદરિએ, મસ્ત થઇને નિર્ભય ફરીએ,
લૌકિક લજ્યાથી નહિ ડરીએ;—પામવા આવાર.
યમ નિયમો સાધીને પ્રીતે, ષટ્ચક્રો વિંધી ગુરૂ યુકતે,
ત્યજી છાશ લઇએ નવનિત્તે;—પામવા આવાર.
ધ્યાન ધારણા સાથે સમાધિ, ચિત્ત નિરોધીએ આ સાધી,
હણીએ સર્વે આધિ વ્યાધિ;—પામવા આવાર.
અખંડ વાસ ગગનમાં કરીએ, અચળ શાન્તિમાં નિત્યે ઠરીએ,
હૃદયાકાશે નૃહરિ વરીએ;—પામવા આવાર.

---

## શા માટે.

પદ ૧૯૮. ગજલ.

સદા સંસારમાં નિવસી, રહો પરતંત્ર શા માટે.
ન બાંધે કોઈ તમોને તોય, રહો બંધન શા માટે.
વિવિધ વ્યવહારને સેવી, રહો દુઃખી કોં' શા માટે.

કરૂં હું કાર્ય ઉરે એવું, ધરો અભિમાન શા માટે.
પ્રભુ કર્તા, પ્રભુ ભર્તા, સમજતા એ ન શા માટે.
સદા છાયા જગે જેની, ભુલો એ ભાન શા માટે.
ઉંચાં કાર્યો જગે કરવા, કરો પુરૂષાર્થ શિર સાટે.
પ્રભુ શિરે લહ્યા વિણુ ભ્રાત, સુધરશે કાર્ય કયમ આતે,
પ્રભુ ભકતો પ્રભુમાં સર્વ, (જુઓ) ધરે અભિમાન શા માટે.
નિયામક નાથ છે કાંજે (તો) કરૂં હું કે' એ શા માટે.

---

## सर्व स्थळ इष्ट दर्शन अनुभवती वृत्ति.

પદ ૧૯૯. (કુમ કુમ પાય ધારીરે. એ લય.)

સ્થળ સ્થળ પ્રભુને જોતીરે, ભ્રાન્તિ સર્વે ખોતીરે,
દુઃખ સઉ મારાં દો'તીરે, ચિત્ત પ્રભુમાં પ્રોતીરે.
બાથ ભીડી પ્રભુને નિત્ય ભેટું,
ધરી પ્રેમ નિત્યે પ્રભુ આગળ હું લેટું.
મનહર મુર્તિ રસાળરે, મળે નવ ગોતી,
નિર્ખી સુખમાં સો'તી રે;-- સ્થળ સ્થળ.

---

## सुखसाधक विद्या.

પદ ૨૦૦. (પ્રભુ કેમ ન દર્શન આપે. એ. લય.)

સાધો વિદ્યા આ કહું સુખકારી, લેજો અંતરમાં તે ઉતારી.
થાશે શાન્તિ તેથી ઉરે ભારી, દેશે દુઃખ, ભય, શોક નિવારી.
સુખસાધક વિદ્યાના ઉપાસક, થઇ વીર પ્રેમથી આજ,
અનિર્વેદવાદી સઉ લક્ષણુ, સિદ્ધ કરવાને કાજ;- સાધો૦
હસતું વદન તમે હરનિશ રાખજો, ટાળી અંતરથી વિકાર,
ક્ષણુ પણુ વીલે મુખે નવ ફરવા, કરજો પ્રતિજ્ઞા આ વાર;—સાધો૦
દુઃખ રડગણાંની પોથી તમારી, વાંચશો કયાં ન લગાર,
કે અન્યના દુઃખની પણુ વાતને, શ્રવણે ન ધરશો ચાર;—સાધો૦

અલ્પ શક્ત, અલ્પજ્ઞ હું મારાથી, થઇ ન શકે કશું લેશ,
એવું વદીને મુખેથી જ્યાં ત્યાં, દેખાડો નહિ જીવ વેષ;– સાધો૦
ભય દુઃખ શોકને ચિંતા ઉરેથી, ભૂલી જઈ તમે વીર,
અખંડ આનંદી ને નિર્ભય રહી, શાન્તિમાં થઇ જજો સ્થિર;–સા૦
તમને જણાએ જે સારૂં તે સુખથી, કરજો ધરી ઉરે પ્રેમ
શુદ્ધ ક્રિયા આચરવા કહી નવ, રાખશો જગતનો નેમ;— સાધો૦
સંગ્રહ કરજો ઉત્તમ વસ્તુનો, નિજ વાસ મંદિર માંય,
ગુજરીમાં તે વસ્તુ સસ્તી મળે પણ, લેવા ન દોડશો ત્યાંય;–સા૦
ગરીબ કે ભટકાતા ભિખારીના, જેવાં ન પ્હેરશો વસ્ત્ર,
ઉત્તમ દૈવી વસ્ત્ર ધરી અંગે, ધારજો સદ્‌ગુણ શસ્ત્ર;— સાધો૦
વાણી તમારી ઉત્તમ વર્ષાવો, જેવી અમૃતની ધાર,
કટુ વચનોના બાણથી કોઇને, વિંધશો નહિ તલભાર;— સાધો૦
બીજાની આંખમાં અંજાઇ જઇ તેની, કરશો ન શેવા લેશ,
ભલે હોય શ્રીમાન કે નૃપતિ, કે અંગે ભગવો વેષ;— સાધો૦
ગજું અમારૂં શું આપ છો મોટા, વદશો ન એવો બોલ,
તમારે હાથે કહીને તમારો, કરશો નહિ નીચ તોલ;— સાધો૦
અવિદ્યાથી વિરૂદ્ધ વિચારો, બોધાતા હોયે જે ઠાર,
તેવા સ્થળોમાં જવાને તમે નથી, બંધાએલા લગાર;— સાધો૦
મૃત્યુની વાતો કે મિથ્યા તડાકા, ચાલે જે ધર્મ મોઝાર,
બેઠા હોય ત્યાંથી ઉઠીને ચાલવા, માંડજો હે મમ યાર;– સાધો૦
જે ધર્મ સુખસાધક જણાયે, જવું સજ્જને નિત્ય ત્યાંય,
બાપદાદાનો ગણી ભલે બીજા, રહે દર્દુર ! કુપ માંહ્ય;– સાધો૦
દુઃખદ ભરેલા પ્રસંગો ભલે આવે, વિકળ થવાના પ્રસંગ,
તોપણ મનને તરતુંજ રાખવું, ધારીને અંગે ઉમંગ;— સાધો૦
હાસ્ય ભલે આપણું કોઇ કરતું કે, નિંદા કરે કો ગમાર,
જાણવું ત્યારે જે હસ્તિને શ્વાનો, ભસીને શું કરનાર;—સાધો૦
બન્ધુ મારા આ વિદ્યા સાધી, સાચા ઉપાસક થાઓ,
અંતર બહિર આઆનંદસિંધુમાં, બહે પ્રહાર-ન્હાઓ, ન્હાઓ;–સાધો૦

## श्री इष्टनी साची भक्ति एज दुःख हरवानो तथा शान्ति पामवानो मथपोपाय छे.

પદ ૨૦૧. ( એવા સંતને શેવા તો. એ ઢબ. )

સાચી ભક્તિ શેવોતો શાન્તિ સર્વે મળે,
જેને શેવ્યાથી સઉ તુજ દુઃખડાં ટળે રે,
અજ્ઞાની જીવ શાને તું નિત્યે બળે. ધ્રુવ૦

મિથ્યા માયાના પાસે મુંઝાતો, (૨)
વીરા શેવી માયા તારૂં કાંઈના વળે રે;-- અજ્ઞાની૦
કામાદિ ક્રોધને લોભે તું ડુબ્યો. (૨)
વીરા મોહના કિચમાં તું તો નિત્ય કળે રે.-- અજ્ઞાની૦
દ્વેષ વધારી ન શાન્તિ તેં ધારી, (૨)
વીરા સુખની આશાએ પછી શું ટળવળે રે;-- અજ્ઞાની૦
સ્રી, પુત્ર, ધન, ધામ દેખી મોહાતો, (૨)
વીરા તોય ન તુજને તૃપ્તિ મળે રે;-- અજ્ઞાની૦
દેખી વૃથા તું તો ચિંતાને ધરતો, (૨)
વીરા કાયર થયે નહિ તુજ દુઃખ પ્રજળે રે;-- અજ્ઞાની૦
હાથે કરી દુઃખ તેં હોરી લીધું, (૨)
વીરા છોડી ગુલાબ ધાયો તું બાવળે રે;-- અજ્ઞાની૦
માયારુપી રોગ તુજને રે પેઠો, (૨)
વીરા વૈદ્ય નૃસિંહ વિના નહિ તે ટળે રે;-- અજ્ઞાની૦
હેતથી હિમ્મત કહે છે રે સાચું, (૨)
વીરા ભજે તે તો સદ્ય૰પ્રભુમાં ભળે રે;-- અજ્ઞાની૦
શવી પ્રભુ સાચી ભક્તિને કરજે, (૨)
વીરા ટાળી ઉપાધિ સત્વર સુખને રળે રે;-- અજ્ઞાની૦

## સાચી શ્રદ્ધા ધરવા સુબોધ.

પદ ૨૦૨.

સાચી શ્રદ્ધા ઉર ધાર, કહું તુજને હું યાર,
રહે તેથી લગાર, નહિ દુઃખતો કશું. (૨)
સદા હરિગુરુ ઉચ્ચાર, દૃઢ ભક્તિ આ વાર,
તો તો સત્વર થનાર, સિદ્ધ કાર્ય તુંજ સહુ. (૨)
અંતર નિર્મળ અધિકું કરીને તનમય થઇ નિજરુપે,
અવિરલ ઉર ઉત્સાહ ધરીને, શમજે નિત્ય સ્વરુપે.
પછી ગગન વિહાર, નિત્ય કરીને રહેનાર,
( તું ) સ્વલ્પ યત્ને ફળનાર, સર્વ સિદ્ધી તું શું. (૨)
સ્પૃહા ત્યજી સહુ જગની તું તો, આશ પ્રભુની ધરજે,
ખેલી વિશ્વે રહી આનંદે, નિર્ભય થઇને ફરજે.
કરી જીવપદની હાર, માયા ભ્રાન્તિને ઠાર,
નિર્ખી નૃહરિ દેદાર ( તો ) રહેશે અંતર હરખું. (૨)

---

## પ્રથમ સંયોગ કરી પશ્ચાત વિયોગ વનવાટિકામાં રઝળાવનાર પ્રિયતમ પ્રતિ પ્રિયતમાના વિલાપ.

પદ ૨૦૩.

સાથી કરી કાં છોડી ચાલ્યા આજ અરે નાથ !
મુજને રખડાવી શું વાટમાં
હતી બાળ ત્યારે ઓળખ્યા મેં નહિ આપને,
યુવાવેષે કંઇ આડા થયાં મુજ .પાપરે,
શોધી કાઢી કર્યું લગ્ન ગ્રહી હાથ, અરે નાથ !
આવી જ્યારે હું ખરા ઠાઠમાં;— હે...સાથી.
મેંતો તનમનથી પ્રીત જ્યારે આપમાં ધરી,
આપે પણ ઇચ્છયું દેવાને પ્રતિજ્ઞા તો કરી,
વ્હાલા અધવચ ડૂબાવ્યું ખરેખાત અરે નાથ !

આણી મુનેતો ખરા ઘાટમાં;-- હે...
ઉર કારી ઘાવ મારી નાથ ! દૂર શું થયા,
ગયા કયાં કયારે આવશો એમ કરતી હું કહ્યા,
હજી દીઠી નથી શિખરની વાટ અરે નાથ !
નથી ચોઢયો જ્ઞાન ચંદ્ર આ લીલાટમાં;-- હે....
માટે સ્તવું હું હે નાથ નૃસિંહ ! વ્હેલા આવજો,
તથા આપ સાથ વિશ્વવંદ્ય પહેલા લાવજો,
અંતર દ્રવતું આ રાતને પ્રભાત અરે નાથ !
પીલાતી જેમ શેલ લાટમાં;— હે....

---

## નૃસિંહ શિષુઓને શું કર્તવ્ય છે.

પદ ૨૦૪. વેળાવળ.

સાચા થઈ નૃહરિ શિષુ વિશ્વે નિર્ભય ફરીએ,
સુખે સ્મરી હરિ ગુરુ ઉરે, ઇષ્ટ ધ્યાનને ધરીએ;— સાચા૦
દુઃખ ભય કલેશ ટળી જતા, દૃઢ ભક્તિને કરતાં,
મનમળ પણ બળપાય છે, પ્રભુમાં શ્રદ્ધાને ધરતાં;-- સાચા૦
જગ બંધન માંહિ જરા, નવ બંધાતા ભાઇ,
ભવનું ભ્રમણ પણ છુટતું ( જો ) રહીએ સ્વરુપે શમાઇ;—સાચા૦
વિધવિધ વ્યવહાર શેવતા,—છતાં અલિપ્તજ રહીએ,
વિષયો ભોગવતા છતાં પર આત્માને[1] લહીએ,-- સાચા૦
લોભ ધરી જગ્ત જીવની, પેરે નવ અથડઈએ,
કાંજે તેમ કરવા કદી નથી પ્રકટયા હે ભાઈએ;— સાચા૦
'ત્યાગે તેની આગે' એમ ઘણા વીરલાજ કહેતા,
'માગે તેથી ભાગે' દૂર, નિયમ સમજી એ રહેતા;-- સાચા૦
માટે આપણુ તેમ સહુ, શેવી વિષયોને રહીએ,
તૃપ્ત થઈ ફરીએ સદા, અહોનિશ મલકઈએ;— સાચા૦
આશ ધરી કંઈ જન બીજા, શેવા મૂઢાની કરતા,
પણ આપણુતો નૃહરિ શિષુ, આશ નૃહરિની ધરતા;-- સાચા૦

---

૧. અસુધરેલ માણુસો પરમાત્માને પરાત્મા કહે છે.

વિવિધ વ્યાધિ દેખીને ( તથા ), દુઃખ શિરપર ન્યાળી,
મુંઝાઇએ નહિ લેશ પણ, રહીએ સ્વરુપ નિહાળી;— સાચા૦
સાચા નૃહરિ શિષુ થઇ, નૃહરિ ધુનિ લગાવી,
અખંડ ઐકયતા અનુભવી, રહીએ જય ગજાવી;— સાચા૦

---

## સાવધ રહેવા સુબોધ.

પદ ૨૦૫. ( કયમ ડરીએ જગથી ભાઇ. એ લય. )
સાવધ રહીએ ઓ શાણા, બનીએ નહિ કહિએ દિવાના;—સાવધ૦
ઠગ થઈ કો જન ઠગવા આવે, તો તેને ઓળખીએ,
ચોર થઇ કો લૂંટવા આવે, તો ઝટ ચેતવું શિખીએ;— સાવધ૦
માન્યભંગ થઇશું આ સ્થળમાં, એમ જો ઉર જણાએ,
તો તે સ્થળમાં નવ જાવું ભલે, મળે ગાદી તકીયા એ;— સાવધ૦
મશ્કરીમાં કોઇ ઉડાવે તો તે–ને પણ તેમ બનાવી,
ન આવડે તો દૂરજ રહીએ, તેથી સો ગાઉ ભાઈ;— સાવધ૦
આપણી કાંઈ વસ્તુને હરવા, દે કોઈ લાલચ મોટી,
પણ તેથી નવ લોભાઇએ:ભાઈ, (જો) મળે શિખંડ ને રોટી;—સાવધ૦
આપણા યશની વાત કરે કોઈ, તેથી નવ ફુલઇએ,
કાંજે તેને સ્વાર્થ સાધવો હશે તેથી દૂર રહીએ;— સાવધ૦
નીચ સહવાસે નવ શમીએ કદી, ભલે રાજ્યજો મળતું,
કોઈનું દુઃખ વ્હોરી નવ લઇએ, ભાડે ભાઈ ઘર બળતું;— સાવધ૦
લઢે કાઇ તે સાથ ન લઢીયે, તથા કોઇની વાતોમાં;—
બોલાવ્યા વિણ ડાહ્યા ન થઈએ, નિંદાની ન્યાતોમાં;— સાવધ૦
શરમથી કોઇને માટે પૈસો, મિથ્યા ફેંકી ન દઇએ,
બળાત્કારે ( કાર્ય ) કરવું પડે એવું, શર્મે ' કરીશ ' નવ કહીએ;—સા૦
ક્ષુદ્ર સ્વાર્થ સરવાને આપણો, મૂઢની સેવા ઉઠાવા,—
તાબે થઇ નવ રહીએ તેને, બંધન પણ ક્ષણ થાવા;— સાવધ૦
આવી આવી કૃતિથી સાવધ, નિશ્ચે છે રહેવાનું,
ખોળામાં ખપરો નવ બંધુ, (નિશ્ચે) કાર્ય ઘણું કરવાનું;—સાવધ૦

---

## સાધનો સાધવા સાધકોને ઉત્સાહી વચન.

પદ ૨૦૬.

સાધન સાધો સાધક શુરા સાધન સાધો.
ગુરુ પ્રબોધક મંત્ર તણા આ લઈને સાચાં શસ્ત્રો.
મનમળ હરીએ ઉર શુદ્ધ કરીએ, સજી શુભ ગુણનાં વસ્ત્રો;—શુરા૦
પ્રાપ્ત સાધનો મળ્યાં હોય છતાં, પ્રમાદ તેથી ધરીએ,
ઉત્તમતાની રાહ જોતાં હોય, પ્રાપ્ત સુખ તે (કાં) હરીએ;—શુરા૦
આજ કરીશું કાલ કરીશું, જરી નવ એમ વિચારો,
હાલ કરો તે ખરૂં જ કીધું, ઉરે સત્ય એ ધારો;— શુરા૦
સાધન સાધું હું ઇચ્છા મારી પણ અનુકુળતા કયાં છે,
પ્રતિકુળતાથી નિત્ય પ્રજળું હું એમ મુખે કો બકે છે;—શુરા૦
પ્રતિકુળતામાં તથા પ્રાપ્ત સાધન માંહે પ્રેમ ધરીને,
ઉચ્ચતમ પ્રયત્ન આદરો વીરા, રહેશો સુખમાં ઠરીને;—શુરા૦
સાધન સાધે ટળશે પ્રતિકુળ–તા ને દુઃખ, ભય શોકો,
તો મુકીને ગુમાવી શીદ ભાઇ, ખમવો ખોટનો ધોકો,—શુરા૦
પ્રતિદિન સાધનપંથે વહીને, ઇશકૃપા અનુભવજો,
સ્થિત થઈ ઉન્નતિના શૃંગે, હરિ તણી ધુન્ય ગજવજો;—શુરા૦
અજ્ઞાનો સર્વે બળપાશે ( થશે ) ઉર ચિતિધૃતિ ઝળકારો,
ઉપેન્દ્ર નરહરિ પ્રભુ અનુભવીને, જય જય જય ઉચ્ચારો;—શુરા૦

---

## હૃન્મંદિરને શુદ્ધ તથા મનોહર બનાવવા પ્રબોધ.

પદ ૨૦૭. ( જ્યોતિર્મય તત્વાકર. એ લય. )

સુંદિર કર તુંજ હૃન્મંદિર વીર, થઇને સ્થિર ચિત્ત ઈષ્ટવિષે ધર.
જો સદાયે ચિતિપતિ નિવસ્યા તુજ અંતર;— સુંદિર૦
તનમનમાં જે મળ દિસતા સભર,
ઇષ્ટ પ્રબોધક મંત્રથી હર તે સત્વર;— સુંદિર૦
વિષ સમ આ વિષયોની પ્રીતિ ન ધર,
જેથી થતું નહિ હિત્ત કાંઇ ભુસ્વર;— સુંદિર૦

દિન પ્રતિદિન ક્રમે ક્રમે તું પ્રગતિ કર,
ઈશ કૃપા અનુભવીને શિખરે ઠર;— સુંદિર૦
વિશ્વે થઈ રહે પછી સ્મરી નૃહરિ નીડર,—
થઇ તદ્‌રુપ મળે તુજ ઇપ્સિત વર;— સુંદિર૦

---

## અજ્ઞ મનુષ્યોના વચન પરથી થતું હાસ્ય.

પદ ૨૦૮. ( પ્રિતમ ન્હેય પ્રાતની રીત. એ લય )

સુણી કંઇ હસવું આવે આજ.
કરે કલ્પના કંઇ જન મુજમાં, આ તે શું કરવાના,
પણ નવ સમજે આત્મ સ્વરુપને, બકતા મુખથી દિવાના;—સુણી૦
વસ્ત્રો વિવિધ પ્રકારે પ્હેરી, મોજ આ જગમાં માણે,
ઢંગ જોને ભવિષે થશે કેવા, કહે એમ મોઢે કટાણે;—સુણી૦
પૈસો ઉડાવે હીંડતાં ચાલતાં, સંઘરે નવ એક પાઇ,
ચાલશે આવું ક્યાં સુધી એમ કહી, નિજ બળ દે દર્શાવી;—સુણી૦
વ્યવહાર બોજો શિર નથી ત્યાં સુધી, આવા કરે છે ચાળા,
ખરી ખબર પડશે જ્યારે જ્યાં, થશે ઉપાધિ વાળા;— સુણી૦
માયામાં રહેવું સ્હેલ ન વાતો, વિવિધ પ્રવૃત્તિ આવે,
ન્યાત જાતનું રાખવું પડે મન, ઉફાંદ કીધે નહિ ફાવે;—સુણી૦
વર વ્યવહારજ કરવા પડશે, માટે કરો કાં કમાઈ
અમે અમારે કહી છુટીએ છે, બેઠે ન પાલવે ભાઇ;— સુણી૦
અમુક આવું કરે છે પણ તેને તો સાહ્યબી મોટી,
શાપર કૂદી તમે રહ્યા છો, શેખાઇ કરીને ખોટી;— સુણી૦
આમ વદીને મૂઢ જનો કંઇ, જીવપણું દર્શાવે,
એ સુણુતા પહેલાંતો મુજને, ખડખડ હસવું આવે;— સુણી૦
'કીડીને કણુ હાથીને મણુ' સૌને પ્રભુ દેનારો,
વ્યર્થ શાને ચિંતાને ધરૂં હું, મુજ શિર ઉપેન્દ્ર પ્યારો;—સુણી૦

---

## हितकर बोध.

પદ ૨૦૯. લાવણી.

સુણો વાત કહું મુજ ભ્રાત, આજ સાક્ષાત તે શ્રવણે ધરજો,
હિતકર લાગે જો યાર તો તે સંઘરજો,
નથી ઇષ્ટ વિના અન્ય કાંઇ.
સ્રી સુત સઉ મિથ્યા ભાઇ
જ્યમ તરુવરની હોય છાંઇ,
ભલે શોધી જુઓ ભૂમાંહિ, સત્ય નવ કયાંહિ, આત્મામાં ઠરજો;–હિ૦
નવ અનિત્ય સુખ દેનાર,
હરતું મનબળ નિરધાર.
અમૃત જળ નહિ મળનાર,
જેમ હોય સિંધુમાં ક્ષાર, પીતાં તે વાર, તૃષા શું હરશો;–હિ૦
વિષયો છે ઝેરી સાપ,
દેખાતા પણ શુદ્ધ આપ,
દેતા જીવને દૃઢ ચાંપ,
છંછેડે પ્રકટે પાપ, મૃતાપોઆપ. માટે પરહરજો;— હિતકર૦
માટે કરો પ્રભુમાં પ્રીત,
ધરી ધ્યાન શ્રદ્ધા દૃઢ ચિત્ત,
કરી ષડ્રિપુ કેરી જીત.
પછી થઇને શિખરે સ્થિત, ન રહી ભયભિત, અભયપદ વરજો;–હિ૦

---

## सुखसाधक शिक्षा.

પદ ૨૧૦. ( સખિ જેને શોભે કેવાં રે. એ લય. )

સુખને જો સાધક ઇચ્છે રે, તો આ શિખ શ્રવણે ધરજે.
પ્રભુ પ્રાપ્તિ થવા જો પ્રીછે રે, તો તુજ દુર્ગુણ દૂર કરજે.
તુજ જીવત્વના વ્યાપારો રે, તે દેજે સઘળા ટાળી.
જો નવ જાણે તો હું કહું રે, તે સાંભળ સામું ભાળી.
અતિશય વાણિનો વ્યય જે છે, તેજ જીવત્વ ગણાતું રે.

મિથ્યા કરવા જે લવારા રે, બળ સઘ તેથી હણાતું રે.
વળી કામ ક્રોધને મોહે રે, વીર તણાયા નવ જઈએ.
ઇર્ષા, અસુયા દ્રોહે રે, કહિએ સાધક નવ રહીએ.
છે પાણીનો પરપોટો રે, મિથ્યા માયાને જાણી.
તો શીદને આ વ્યવહારે રે, બળદ થઈ તાણો ઘાણી.
નથી સાચું કાંઇ જણાતું રે, છે આ જગ જુઠું માનો.
સાચાનો સાર લહીને રે ગ્રહેશો નહિ પ્રીતે વ્હાણો.
તમે સાચા સાધક થઇને રે, કેમ રહો દાવાનળમાં.
સઉ કહે છે જેની ફરતી રે, આણુ ભૂ નભ ને મંડળમાં.
તો શીદને ભયને ધરતારે, લૌકિક આ લજયાઓથી.
જયાં ત્યાં તમે શાને વાંચોરે, દુઃખ રડગાણુંની પોથી.
શિરે ઉપેન્દ્ર પ્રભુ જો બિરાજે રે, તો શીદને ભાઇ મુઝાઇએ.
સત્વર ગ્રહી ભક્તિ સાચી રે, સાચા સાધક કહેવાઇએ.

---

## दृश्यथी मुक्त करवा तथा विकल हृदयने शान्ति अर्पी दर्शन देवा श्रीइष्टने अभ्यर्थना.

પદ ૨૧૧. ( ગોકુળીયું રૂડું ગામડીયું એ લય. )

સુણીને મારી વિનતિ આવોને ઘનશ્યામ,
પ્રીતે પ્રભુજી તમને વિસરી ગયો છું રી.
આવીને આ માયાને મુકામ;— આવોને૦
સગાંને સહોદર નારી, પિતા પુત્ર માતા રી,
નિર્ખી ભુલ્યો હું નિજ ધામ;— આવોને૦
સાચો આ સંસાર માની, અતિ અથડાયો રી,
બેઠો નહિ ઠરીને હું ઠામ;— આવોને૦
માયાના કિચડમાંહિ ઘણો રગડાયો રી,
પીડાતો હું તો આઠે યામ;— આવોને૦
સાચું સુખ મેં તો વ્હાલા, કયાંહિ ન દીઠું રી,
હારી ગયોછું હવે હામ;—

મોહ પાસ પડીને વ્હાલા, મસ્ત થઇ મ્હાલીયો રી,
કીધાં ઘણાં મેં દુષ્ટ કામ,—
નૃહરિ પ્રભુ ઓ મારા, દોષો નવ જોશો રી,
સહાય કરોને હવે શ્યામ;—

---

## गरबो.

પદ ૨૧૨. ( ગરુડ ચઢી આવજો ગિરધારી. એ લય. )

શ્રી પતિ તમે શેવજો નરનારી.
શ્રેયસ્ સાધો કહું છું આજ વિચારી;— શ્રીપતિ.
યજ્ઞોથી પણ અધિક પુન્ય મળશે, જન્મો જન્મનાં દુરિતજ ટળશે,
સ્સાધો ભક્તિ સાચી સુખ મળશે;— શ્રીપતિ.
ધન વિભવ જે જોઇએ તે આપે, પ્રભુ નિજ જનનાં દુઃખ કાપે,
કર હસ્ત પ્રભુ શિરે સ્થાપે;— શ્રીપતિ.
અજ્ઞાનો આ સમુળ વિલાવે, ભ્રાન્તિ જીવત્વનિજ ભુલાવે,
ઇશ્વર ધરો ઉચ્ચ સુખમાં ઝુલાવે;— શ્રીપતિ.
કામ ક્રોધ વિકારોને ટાળી, દ્વેષ, ઇર્ષા, અસુયા પ્રજાળી,
રીપુ મનના દો સર્વ ઓગાળી;— શ્રીપતિ.
વર માગો પછી પ્રભુ પાસે, મળવા ઉંચ્ચ સુખની આશે,
ગતિ પ્રભુ કૃપાથી ઉંચ્ચ થાશે;— શ્રીપતિ.
પ્રભુ નરહરિ તમ ઉરે ઠરજો, ટાળી જીવપણું શિવરુપે ધરજો,
ભક્ત વર્ગનો જય જય કરજો;— શ્રીપતિ.

---

## सुमति अर्पवा श्री इष्टने प्रार्थना.

પદ ૨૧૩.

શ્રીપતિ મતિ દેજો શુભ અતિ.
મન આ જીતાય, દોષ સહુ દહાય,
દર્દ દીલનું દફે થાય પ્રાણપતિ;— શ્રીપ૦
ઉર્ધ્વ ગતિએ નિત્ય નિત્ય જવાય,

પેર બતાવો શુભ થાય, થવા પ્રગતિ;— મતિ૦
દ્રગ ધીરે ધીરે ભરી જવાય, સ્વરની માંહ્ય,
ભવિષ્ય શું થશે તે ન કથાય, જઇએ શિખર પ્રતિ;— મતિ૦
ગગને વિહાર કરાય, (કો) ન નિર્ખે જરાય,
વાયુ વેગે થાય, અમ ઉન્નતિ;— મતિ૦
નરહરિ સ્મરવા સદાય, ધરી ઇચ્છાય,
અકથ્ય સુખમાં મ્હલાય, જ્યાં ચિતિપતિ;— મતિ૦

---

## परमात्मानो आश्रय एज साचो आश्रय छे.

### પદ ૨૧૪.

હમકો દીલમે સચ્ચી હેં શ્યામકી સ્હાય.
પરવા નહિ કિસીકી હુમારે જરાય;— હમકો૦
ગાન તાન પ્રભુ કેરૂં મચાવી, દઇએ ચર્ચ ગર્જાવી,
સિદ્ધ પદે ઠરીએ અંતરમાં, ઇષ્ટનું ધ્યાન લગાવી;— હમકો૦
જીગર હુમેરા નહિ ગભરાતા, વિવિધ પ્રવૃત્તિ આવે,
કાંજે બોધ સદ્ગુરુકા લીના, જખ એ જરી નહિ ફાવે;— હમકો૦
જીવ, ભય, દુઃખ ચિંતાથી પીડાતા, તથા શોકમાં રહેતા,
ભય ધરતા દશ દિશ મૃત્યુનો, હમ નિજ સ્વરુપે જાતા;— હમકો૦
નાના મોટા જીવ ધરે કંઇ, મૂઢ જનોની આશા,
પ્રભુકી આશ ધરી હમ રહેતેં, દેખતા જગકા તમાસા;— હમકો૦
અસુર જેવાં આચર્ણો કરતા, ભુતની પેરે ભ્રમતા,
હું હા હેં હોકાર કરી રહે, વિષય કિચે રગડાતા;— હમકો૦
હમ નિત્યે શિખર પર બસતા, ચઢીને પ્રગતિ પંથે,
ગગનગામી થઇ વિહાર કરતા, છુટતા જીવના બંધે;— હમકો૦
નરહરિ શ્યામકી પ્રીત લગાકે, ઝુલી અહો આનંદે,
અખંડ શાન્તિ અમ ઉર છવાતી, અનુભવિએ પ્રભુ સંગે;— હમકો૦

---

## नृसिंह शिषुनां नीडर वचन.

પદ ૨૧૫. ( હું છું ચેલો નૃસિંહ ગુરૂનો એ લય. )

હમહે શિષ્ય ગુરુ નરહરિકા, કરીએ વિશ્વે વિજય ડંકા.
મનમે માલા જપીએ ગુરુકી, તપીએ નહિ ત્રિતાપે.
ખપીએ સચ્ચા ભકત ખલકમે, વશીએ નહિ જીવ પાપે;— હ૦
દુઃખ કલેશથી દબીએ નહિ કદી, ચિંતા શોકે ન રહીએ,
કામ ક્રોધ જે રિપુઓ મનકા, તે સર્વે ઝટ દહીએ;— હ૦
આશ ન ધરીએ ધનપતિ કેરી કે નર પતિની કહિએ.
નિઘા રાખજો આપ છો મોટા, એમ કદી નહિ વદીએ;— હ૦
ઉચ્ચ મતિ વાળા જીવો પણ, કંઈ બંધન થઇ રહેતા,
દાસ થઈ નહિ રહીએ કોની, થઇને મિથ્યા મેતા;— હ૦
બ્રાહ્મણ થઇને બ્રહ્મને ભુલી, સ્થળ સ્થળ છે ભટકાતા,
રંક બની કો ભિક્ષા માગે, ધિક્ક વચન સાંભળતા;— હ૦
વિદ્યા ભણી કો જોષી થઇને, કે પૌરાણીક થાતા,
કથા વાંચી શું સુચવે છે જુઓ વ્યાસજી મૂઢ મલકાતા;— હ૦
તિર્થોમાં ફરી કો પુન્ય માને, દેવળે દેવળ ભટકી,
દિપક છે ગજવામાં પણ મરે, અંધારે શિર પટકી;— હ૦
હમ ખોજનહારા અંતરમે, કાં જે મીલી કોઇ ચાવી,
નરહરિરુપ થઇ આનંદે રહી, દઇએ જય ગર્જાવી;— હ૦

---

## गुरुनी महद् कृपाने अनुभवता साधकनां सहसा वदीजवातां वचनो.

પદ ૨૧૬. ( હા હું છુ બ્રહ્મ જીવ નથી એ. લય. )

હા ગુરુ અનુગ્રહ સાચો આપનો, આ ક્ષણમાં સમજાય છે,
આનંદ ઉર ઉભરાય છે, કોને કથ્યો નવ જાય છે;— હા૦
અજ્ઞાન અંધારૂં હતું મુજ ઉરમાં તે, અળપાતું દ્રષ્ટે દેખાય છે,
જ્ઞાન રવિ ઝળકાય છે, અણુ અણુ શાન્તિ છવાય છે;— હા૦
સ્વલ્પ પ્રયાસે પણ અંતરમાં, ઉતરી હાવે શકાય છે,
વૃત્તિ બહિર નવ જાય છે, મનમળ સઘળા દહાય છે;— હા૦

જીવપણાનું બંધન હતું જે, તે સઘ છુટી જાય છે,
માયા ભ્રાન્તિ દહાય છે, નિઃશંક હવે થવાય છે;— હા૦
કાંજે મહદ્ કૃપા આપની મુજપર, થાતી અનુભવવાય છે,
હું તું તે ત્રિપુટી વિલાય છે. અહંબ્રહ્મ મુખથી ગવાય છે;— હા૦
હું શું કરી શકું એવો થવાય ન એમ ન લેશ વદાય છે,
મુજમાં પ્રભુતા દેખાય છે, વૃત્તિ તે રુપ થવા ચ્હાય છે;— હા૦
દુઃખ, ભય, કલેશ તથા દ્વેષ ચિંતાને, ઇર્ષા, અસુયા પળાય છે,
પ્રેમ અંતરે પ્રકટાય છે, તે મય બની જવાય છે;— હા૦
મિત્ર આ, શત્રુ આ, માતને તાત આ, ભ્રાત એ ભેદ ટળાય છે,
સઉ આત્મરુપ ભળાય છે, ન્યારું ન કાંઇ લહાય છે;— હા૦
પ્રીતિ આ દશ્ય વિષયને અનિત્યની, વિણુ સંકલ્પે ત્યજાય છે,
મોહ ન મિથ્યા ધરાય છે, શુભાશુભ દૃષ્ટિ બદલાય છે;— હા૦
ઇષ્ટ કૃપાથી ક્રમે ક્રમે મુજથી, પ્રતિદિન પ્રગતિ કરાય છે,
ઉન્નતિ શૃંગે ચઢાય છે, શિખરે સ્થિત થઇ રહેવાય છે;— હા૦
ગુરુમંત્ર જાપની અહોનિશ ધુની, હૃદયમાંહિ જગાય છે,
તદ્રુપ સઘ થવાય છે, ગુરુ ગુરુ મુખે ઉચરાય છે;— હા૦

---

## जीवत्व प्रदेशे न वसवा साधकनो सनिश्चय.

પદ ૨૧૭. હમ અજબ બહારશી બની. એ લય.)

હું તો નહિ કદી વસું.

જીવત્વ પ્રદેશે કેમ ક્ષણુ પણુ ચસું.
નિત્ય પ્રગતિ પંથે દિન સઘ હું ધસું– હું તો.
જીવ ભટકાતા ભવ વિષે, થઇને યાચક રંક,
વિલાં મુખ કરી યાચતા, મનથી બની નિઃશંક.
તોય સુખ તેની દીઠી નહિ મેં તો ભાગતી,
તૃપ્તિ સાચી તેના ઉરમાંહિ કોહિ ના થતી;— નહિ.
દુઃખ, ભય, કલેશાદિ વડે, વિવિધ જનો પિડાય,

ઇર્ષા, અસુયા, દ્વેષ ને, રહે ચિંતા ઉરમાંય,
તથા શોકથી ખરડેલાં મ્લાન મુખ ભાસતાં,
નિરખ્યાં કદી ના આનંદથી તો મેં ઉજાસતાં;-- નહિ.
પ્રવૃત્તિ શ્વાન સમી કરે, ઝપે ક્ષણ નવ એક,
પણ નવ શાન્તિ ભોગવે, પ્રકટે ભ્રાન્તિ વિશેષ.
દૈવી વ્યવ્હાર પરમાર્થે પણ નહિ તે રાજતા,
પ્રભુ ભક્તિ વિણ ઉભય ભ્રષ્ટ સદ્ય તે થતા;-- નહિ.
આવા જીવના વેષમાં, રહું કયમ ધરીને પ્રીત,
અવનતિ પ્રતિદિન તો થતી, તથા ન સાચું હિત્ત.
મેં તો ધાર્યું પ્રભુની પાસ યાચવું સદા,
નૃહરિ ભકત બની, નૃહરિ સ્મરી ટાળું આપદા;-- નહિ.

---

## परमात्मा प्रति याचना.

પદ ૨૧૮. ( હું નિર્બળના બળનાથ. એ લય. )

હું યાચકના પ્રભુ આજ, થઇને દાતા આવજો,
સત્વર સુખ દેવા કાજ, અમિદૃષ્ટિ કહાવજો.
યાચક થઇને આવ્યો આજે, પ્રભુ તમારે દ્વાર,
સંતાતા શું દેખી મુજને કરતા કાં હવે વાર;-- થઇને.
આ દુનિયાપર અધિક દેખ્યા, રાય અને ધનવાન,
યાચના કરતા યાચક દેખ્યા, ભુલ્યા જે તવ ભાન;— થઇને.
કંગાલ થઇને યાચના કરતા, સહેતા દુઃખ અપાર
તોપણ ભુખ ન તેમની ભાગી, અંતે રહ્યા રડનાર;-- થઇને.
યાચવું મારે આપની પાસે. અન્ય ગણું કંગાલ,
માટે આપો માગું તે તો, આણી મુજ પર વ્હાલ;—
યાચવું મારે એટલું પ્રભુજી, કહું તે ધરજો કાન,
દેવા સ્વતંત્ર છો હે સ્વામી માટે દો પ્રભુ દાન;-- થઇને.
ઇચ્છું ન હું તો વૈભવ કે ધન, કે નવ રાજદ્વાર,
માગું પ્રથમ પ્રભુ એટલું દેજો, આરોગ્ય સુખ નિર્ધાર;-- થઇને.

સદ્‌બુદ્ધિ પ્રભુ હેત ધરીને, આપજો, અપરંપાર,
જ્ઞાનની વૃદ્ધિ અતિ પ્રભુ કરજો, જેથી હું સુખ રળનાર;– થઇને.
ધ્યાન સમાધિ સિદ્ધ થવા હું, માગું પ્રભુ વર આજ.
વળતી માગું એટલું રે'જો મુજ સંગે મહારાજ;— થઇને૦
અખંડ આનંદ દેજો પ્રભુજી, જ્યાં નવ શોક ભળાય,
સર્વ સ્થલ પ્રભુ દર્શન દો, જેથી મુજ દુઃખ પળાય;– થઇને૦
માટે હવે પ્રભુ મેર કરીને, આપો અખંડ સુખ આપ,
અવિચલ શાન્તિ અંતર પ્રકટે, હે પ્રિય નરહરિ બાપ;–થઇને૦

---

## શ્રીકૃષ્ણ પ્રતિ સખિનો પ્રેમભાવ.

પદ ૨૧૯. ( મને વ્રજવાસ છે વ્હાલો રે. એ લય. )

હું તો મારા કૃષ્ણને જોતી, વૃત્તિ ક્યાંહિ બીજે ન પ્રોતી રે;–હું તો૦
ધન અને ધામ એ કૃષ્ણ છે. મારૂં, ઠરવાનું ઉત્તમ ઠામ.
એ વિણ અન્ય ન દૃષ્ટે આવે, મુખે નહિ બીજું નામ.
કૃષ્ણ એ મારૂં મનહર મોતી;— હું તો૦
સુખના સિંધુ કૃષ્ણ એ મારા, હૈયા કેરા હાર.
એ વિણ અન્ય ન કોઈ હું દેખું, ભવમાંથી છોડવનાર,
સ્મરી કૃષ્ણ સઉ દુઃખી ખોતી;–– હું તો૦
દુઃખ દારિદ્ર તથા મુજ મનના મલીન અણુઓ જેહ,
વિકારો સર્વે એકત્ર થઇને, રંજાડે આ મુજ દેહ.
તે સઉ કૃષ્ણ સરિતામાં ધોતી,— હું તો૦
લુણા લાગીને આ મુજ તનની, ખેરવે ઇંટો અપાર.
અવ્યવસ્થિત સ્થિતિ કરી મૂકે, કાંમ ક્રોધાદિ વિકાર.
સર્વે કૃષ્ણ ચિંતને છોતી;–– હું તો૦
જળ સ્થળમાં ગ્રહ સૂર્યને ચંદ્રમાં નિવસ્યા પ્રભુ ઠામે ઠામ.
તેજ પ્રભુ મુજ શિર પર રાજે, જેની ઘણી મોટી હામ.
( ત્યાં ) કરે શું દયા કે પનોતી;— હું તો૦

ચિંતી કૃષ્ણ ભળી હું શ્રીકૃષ્ણમાં, થાઉં એકાકાર.
ભિન્ન પણું આ વિલાવી હું તદ્દવત્, શમું સુખ સિંધુ મોઝાર.
પછી કૃષ્ણ સ્વરુપે હું સો'તી;— હું તો૦

---

## मस्त स्थिति अनुभवती वृत्ति.

પદ ૨૨૦. ( કોઇ ઘટ ઘટ ન્યાળો. એ લય )
હું તો ખેવું મસ્ત વિશ્વે નૃહરિના શિષ્ય છું.
દુ:ખ કલેશ ભય ચિંતા ન્યાળે, તથા સડે અજ્ઞાને,
સદા શોક સિંધુમાં ન્હાતું જગત જોતો હું મુખ મ્લાને,-- નૃ૦
તેવું મારા વિશ્વ વિષે નવ વસતું કયાંથી હું દેખું.
અંતર બાહ્ય નૃહરિને ન્યાળી, ષડ્રિપુને શું ઉવેખું;-- નૃ૦
વિવિધ બંધનેથી બંધાતું આ જગ માયા જાળે,
સ્વલ્પ ન દેખું હું મુજને મ્હાલું સ્વરુપ વિશાળે;-- નૃ૦
ધનથી મોટા ગણાતા જનની શેવા કંઇ જન કરતા,
હું માનું પ્રજ્ઞો આગળ ધન-પતિ પણ તુચ્છવત્ કરતા;-- નૃ૦
અજ્ઞોના પગ ચુમી રહે કંઇ જન નિત્યે બંધનમાં,
પ્રભુકેરા પદ સ્પર્શી રહુ નિત્યે વશી ચિદ્દઘનમાં;-- નૃ૦
જગતમાં માન્ય મેળવવા માટે, પ્રયત્ન કંઇ જન શેવે,
મારે માન્ય મેળવવું પ્રભુનું, જેને નામ્યું છે શિર દેવે;-- નૃ૦
હું કરતો આ સઉ થાતાં મુજ-થી જગે મોટાં કાર્યો,
તે હું મુજથી છે અળપાયું, રહુ જીવવેષથી ન્યારો;-- નૃ૦
વિશ્વ હાસ્ય ભલે મારૂં કરશે, તથા દ્વેષને ધરશે,
તોપણ તેની સ્પૃહા ન ધરતો જાણું અજ્ઞોતો શું કરશે;- નૃ૦
નરહરિ પ્રભુને સ્મરી નરહરિના રુપમાં ઇચ્છું ભળવા;
નૃસિંહ શિષુ સાચો બનું વિશ્વે, અંતે નૃહરિ પદે ઢળવા;- નૃ૦

---

## परमात्मानी अद्भुत लीलानुं साम्राज्य.

પદ ૨૨૧. માઢ

હે પ્રભુ તારી, છે ગતિ ન્યારી અદભુત લીલા અપાર.
જળને સ્થળે તું પૃથ્વી બનાવે પળમાંહિ હે મોરાર.
સ્થળ હોય ત્યાં પલ માંહિજ થાતું જળ જળ બંબાકાર;—હે૦
રાયને ક્ષણમાંહિ રંક બનાવે, જોતા જોતાની વાર,.
રંકને ક્ષણ માંહિ રાય કરે તું, આપી અખુટ ભંડાર;— હે૦
ગાડી ઘોડા કોઈ છત્રપલંગે, કોઇને હિંચોળા ખાટ,
કોઇને સુખ દુઃખ દે છે તું ક્ષણમાં, કોઇને આનંદ ઉચાટ;—હે૦
અકલ ગતિ તારી કળી ન શકે કોઇ, બ્રહ્મા કે નારદ શેષ.
શારદા વર્ણી શકે નહિ તારા, ગુણ ભલે હોય મહેશ;— હે૦

---

## पोताना प्रियतम प्रति प्रियतमाना विरहालाप.

પદ ૨૨૨. માઢ.

હે પ્રિયપતિ મારા,પ્રાણનાપ્યારા,દુઃખહરનારા,આવોને સ્વામી આજ
પ્રિય દાસીને શું તરછોડી, ચાલી ગયા હે નાથ !
આવું જો કરવું ઘટતું'તું તમને તો શીદ ઝાલ્યો મુજ હાથરે;—હે૦
આપ વિના પ્રભુ એકલી હું, ગોઠે ન મુજને જરાય,
અન્ન ન ભાવે નિદ્રા ન આવે, દશદિશ ખાવા ધાય રે;— હે૦
દુર્બળ વેષે નિત્ય ફરૂં હું શું થયા હે પ્રભુ ક્રુર.
મુજ સમ સખિયો નજરે નિહાળું શણગારે ભરપુર રે;— હે૦
આજે પ્રભુ મુજ આવશે કે, નહિ તો આવશે કાલ.
આશાએ દિનરાત્રિ વિતાવી, બની ગઇ હું બેહાલ રે;— હે૦
કઠીન વેણ કહ્યાં નથી તમને, કોઇ દિન સ્વામી નાથ.
આપના નામનો મંત્ર ઉચરતી, ગ્રહીને હું માળા હાથ રે;—હે૦
હાવે પ્રભુ ઝટ આવજોરે, દાસી શું કકળાવો નાથ.
વિરહીણી દાસીનો વિરહ શમાવો, પ્રેમ ધરી ભીડો બાથ રે;—હે૦

---

## आत्मस्वरूपनो अनुभव करनार साधकोना उद्गार.

પદ ૨૨૩. ( હારે મારે આજની ઘડી તે, એ લય. )

હાંરે અમે થઇને જ્ઞાની આત્મસ્વરૂપ ન્યાળીએ.
આજે અમે સાધી સંયમે વૃત્તિ વાળીએ જીરે,હો વાળીએ જીરે;—અમે.
હાંરે કામ ક્રોધાદિ મોહ શોક ટાળીએ,
દ્વેષ, ઈર્ષા, અસુયા સહિત લોભ બાળીએ જીરે;— અમે૦
હાંરે અમે હુંપદ ઉરેથી સહુ ગાળીએ,
જ્યાં ત્યાંથી શોધી વિકારો નજાળીયે જીરે;— અમે૦
હાંરે નવ વસીએ અમે માયા કેરી જાળીએ,
જઇને વાસો કરીએ અમે આત્મસ્વરૂપ માળીએ જીરે;— અમે૦
હાંરે સાધી લક્ષાર્થ સંશયોને ટાળીએ,
વાળી વૃત્તિ આ જીવપણું ગાળીએ જીરે;— અમે૦
હાંરે મોહ માયારુપી મળ ઘણો ભાળીએ,
જઇને બ્રહ્મરુપી ગંગામાં સઉ ટાળીએ જીરે;— અમે૦
હાંરે અમે વિષયોથી વ્હેતી વૃત્તિ બાળીએ,
જ્યાં ત્યાં અમે ચિતિસ્વરુપ ભૂપ ભાળીએ જીરે;— . અમે૦
હાંરે અમે શોધી સ્વરુપ જીવ ભ્રમ ટાળીએ,
સ્થાપી શાન્તિ ભ્રાન્તિ સઉ આ ઓગાળીએ જીરે;— અમે૦
હાંરે અમે આત્મ આનંદ સંગ મ્હાલીએ,
અભ્યંતર દેશ પ્રતિ જાવા અમો ચાલીએ જીરે;— અમે૦
હાંરે પ્રભુ હાવે તો દુઃખ સઘ ટાળીએ,
થઇને રાજી બ્રહ્મપદે વાસો અમે ઢાળીએ જીરે;— અમે૦

---

## अज्ञोनी मिथ्या कृति.

પદ ૨૨૪. ( ધાવજે લાગ્યો હૃદય કોને કહેવો. એ લય. )

ભાઈ જુઓ જગના જનો શું કરે છે.
આંતર બાહ્ય કૃતિ કેવી આચરે છે રે;— ભાઈ જુઓ૦
સંધ્યા કરતા હોય જન તોપણ,

વાત અન્ય સાથે આદરે છે.
આંખ્યો મીંચીને ગંભીર થઈ બેસતા,
જાણે ઇષ્ટધ્યાનને ધરે છે રે;— ભાઈ જુઓ૦
ગોટાળા અંતરે શા વાળે છે તે એ જાણે,
પણ હરિ હરિ મુખે ઉચરે છે.
ઘરમાં જો કોઇથી વસ્તુ ફુટી ઢળી હોયતો,
તે પર અગ્નિવૃષ્ટિ[1] ! ઝરે છે રે;— ભાઇ જુઓ૦
મ્લેછ કે અન્ય કોઇ, અડક્યું જો હોય,
તથા શ્વાન કદી સ્પર્શે છે.
તો કહે અશુદ્ધ થયા અડક્યું આ માળુ,
ખબડી એમ સ્નાનને કરે છે રે;— ભાઈ જુઓ૦
પણ ઉરે કામ, ક્રોધ, શોક, મોહ,
ચિંતાને દ્વેષ, ઇર્ષા, અસુયા ફરે છે.
તેથી અશુદ્ધ નથી થાતા આ ભાઇતો,
પણ બાહ્ય શુદ્ધતા ધરે છે રે;— ભાઈ જુઓ૦
અમુક પંથવાળા સ્ત્રીનો ન સ્પર્શ કરે,
સ્ત્રીઓ પુરૂષથી દૂર રહે છે.
પણ એકાન્તે વિષય તાનમાં તૈયાર રહે,
તે ન ઉરમાંહિ સ્મરે છે રે;— ભાઇ જુઓ૦
ત્યાગી થતા કોઈ જન પણ તોએ,
વસ્તીમાં આવી ઠરે છે.
જોડ નારીઓના માલિક છતાં—કે'છે,
લોકો સાધુ એ ખરે છે રે;— ભાઈ જુઓ૦
આડંબરવાળી માત્ર બાહ્ય ક્રિયાઓ થતી,
સાચી ન દંભી અંતરે છે.
પણ તેને મૂઢ જનો જોતા નથી કંઇ,
પ્રવાહ ગાડરીઓ વહે છે રે;— ભાઈ જુઓ૦
અંતર મલીનતાના લુણા લાગ્યા હોય,

---

૧. ગાળોરુપી અગ્નિવૃષ્ટિ.

બાહ્ય ક્રિયા તે નવ હરે છે.
સાત્ત્વિક અંતર તથા બાહ્ય ક્રિયા થાય ત્યારે,
ઇપ્સિત સુખતો વરે છે રે;—　　　　　ભાઈ જુઓ૦

## સદ્ગુણ સજી ભક્તિ સાધવા સુબોધ.

પદ ૨૨૫.　　　( ડરકણુ તું શિદ થાય. એ લય )
સજીલે શુભ ગુણુ શસ્ત્ર, પહેરી ભક્તિનાં વસ્ત્ર,
જેના છે કર સહસ્ર, તારે શિરતો વીરા;—
ત્યજી દઇ તું તેની આશ, દોડે શું મૂઢ પાસ,
વિનવી કહું છું ખાસ, પ્રભુ પાસે જા જરા;—
પુરશે પ્રભુ તું કોડ, કરતો શું દોડાદોડ,
પ્રીતિ પ્રભુમાં જોડ, વિશ્વે નિર્ભય થવા;—
નહિ તો કો કેરી ઓથ્ય, જાણુજે એ સર્વ લોથ,
જેવી દેખે તું મોથ્ય, (પણ) આતો છે લાડવા;—
માટે પ્રભુમાં પ્રેમ, કરી લે ઇચ્છે જો ક્ષેમ,
રાખી દૃઢ ઉર નેમ સાચી પ્રીતિથી તું;—
પછી તું જોજે આનંદ, ટળશે તુજ ભાગ્ય મંદ.
કહેશે આનંદ કંદ, તારી પાસે હું છું;—

## પ્રબોધક વચન.

પદ ૨૨૬.　　　( નર વિણુ જગમાં નાર તણી એ લય. )
ઉચ્ચ લક્ષ સાધીને સદાએ, ગગને ગતિ કરીએ,
લહી સમર્થ શિરે શ્રીસદ્ગુરુ, નીચ ભૂમિમાં કાં ફરીએ;—સદાએ૦
ઉચ્ચ લક્ષણુ વિણુ સર્વ જગત આ, દુખમાં પિલાતું,
હું શું કરી શકું એ અંતરમાં, ખરેખર ! ( તેથી ) કંઇ નવ થાતું;-
અધમાવસ્થા જીવ તણી આ, દૃષ્ટે દેખાતી,
અલ્પજ્ઞપણાથી કદી નવ, પ્રગતિ થતી જણાતી;—　　સદાએ૦
થયા મહા ધનપતિ કે નૃપતિ, તેથી કો' શું વળીયું,
કે શોખિન થઈ ફર્યા જગતમાં શું દુઃખ તેથી ટળીયું;- સદાએ૦

અધિકારી થઇ હુકમ ચલાવ્યા, ( પણ ) કદી નવ અંતરમાં,
સાચી શાન્તિ વ્યાપી પણ ઉલટા, રહ્યા વિકારના ઘરમાં;—સદા૦
ભગવાં વસ્ત્રો ધારણ કરીયાં, પણ મન નવ ફીધું,
વૃત્તિ વિષયે દોડી જાતી, કહો કાર્ય શું સિધ્ધું;— સદા૦
રંક હોય કે દુઃખી હોય પણ, ઉચ્ચ લક્ષે રહે જે,
સઉ દુઃખ તેનુંજ હણાતુ, ધનપતિ પણ બનતો તે;—સદા૦
માટે દ્દઢ શ્રદ્ધાથી સાચી, ભક્તિ નરહરિની,
કરી ઉચ્ચ લક્ષ્યે રત રહીએ, સ્થિતિ હણી આ જીવની;—સદા૦
ઇપ્સિત વસ્તુ સઉ મળશે ત્યાં, રહે નવ ખામી,
વિશ્વવંદ્ય સમ બનીએ વિશ્વે, ઉપેન્દ્ર પ્રભુપદ પામી;—સદા૦

---

## अंतिम स्तुति.

### પદ ૨૨૭.

શ્રીપતિ સ્તવીએ, આજે વિનવીએ, પ્રેમ ધરી.
મનમળ સઘળા, ટાળો અમારા,
દહન કરો સઉ દોષના કયારા;— સ્તવીએ.
ઉચ્ચ ગતિ નિત્ય થાય અમારી,
પ્રેરણા શક્તિએ કરજો તમારી,— સ્તવીએ૦
દ્રવીભુત હૃદય આ તમ ગુણ ગાતાં,
ભગવન મનમતિ તમ ચર્ણે જાતાં;— સ્તવીએ૦
ગહન ગતિ વિભુ જોઇ તમારી,
વાણી જાતી વદતાં હારી;— સ્તવીએ૦
નરહરિ પ્રભુ નિજ શિશુ તમ જેવા,
અર્પો કૃપા આ જીવપદ દહેવા;— સ્તવીએ૦

### શાર્દુલ વિક્રિડીત.

ધરીને ઉર અભિમાન માનવંતા વિશ્વે થઇ ઠો ફરે,
પણ ભુલ્યા નિજ ભાન સાન જરીએ તે ઉરમાં ના ધરે;
દ્રવ્ય તણો ધરી તો મોર મૂકયા જુઓ મંદિરે,
પણ ન વિચારે ચોર ઠોર કરવા મૃત્યુ ધસે જો અરે.

દોહરા.

કૃપણ જનો દુઃખ વેઠતા, દેહે અગણિત ચાર,
તેમ ન કરશો કદી તમે, રહો સુખ ભોગવનાર.
છોને અજ્ઞ જનો ફરે, પ્હેરી મલીન વસ્ત્ર,
દેવી વસ્ત્ર ધરી દેવ રુપ, થઇ રહો સજી ગુણ શસ્ત્ર.

હરિગિત.

નિત્યે સ્મરી નિજરુપને, હરી દોષ તુજ મનના સહુ,
પ્રીતે સ્મરી શ્રી નૃહરિને, માગ્ય ઇપ્સિત પદ કહું;
ટાળીને આધિ વ્યાધિ સહુ ઉપાધિ હે વીર તાહ્યરી,
સાધીને શુભ સંકલ્પ ઉરમાં, ઈષ્ટ ચર્ણે રહે ઠરી.
પ્રભુ પ્રેમથી તુજ મન તણા તો, સઉ મનોરથ પુરશે,
નૃહરિ પ્રભુ નિજરુપ કરીને, ઉર તુજ હરનિશ વસે,

શાર્દુલવિક્રિડિત.

વિશ્વપિતા હે આપ પાપ સર્વે, હરજો અમારાં સદા,
સ્વર સમ શોભા ભૂપરે કરી પ્રભુ, ટાળો સહુ આપદા.
વંદન કરીએ પ્રેમથી એ કરજો, થાએ સ્થિતિ શિખરે,
ધ્વનિ ગર્જે જય જય તણો, ભૂનભ અને સ્વર પરે.

હરિગિત.

થઇ શિષ્ય નરહરિ રાયના, વિશ્વે નૃહરિ સમ કહાવજો,
સ્મરી મંત્ર અહોનિશ અંતરે જયઘોષને ગર્જાવજો;
ટાળીને દૃષ્ટિ દ્વૈત્યની. અદ્વૈત એક લહાવજો.
નિત્યે અનુભવી નભ મહિં, ચિતિશક્તિ રુપ ઝળકાવજો.
લઇ બોધ કરજો શોધ જ્યાં વિરોધ સઉ શમી જાય છે,
ચિંતા તથા દુઃખ કલેશ ભય, ઇર્ષાદિ રિપુ અળપાય છે;
મટી લોહ હિમ થાતું તતક્ષણ, સ્પર્શે જો પારસમણિ,
સદ્દગુરુ સ્પર્શે જીવ મટી, શિવ થઇ રહે હિમની કણી.

શાર્દુલવિક્રિડિત

વિદ્યા વિવિધ પ્રકારની, શિખ્યે કહો શું વળ્યું,
સ્વરથી છંદ રચ્યા પણ જુઓ શું દુઃખ તેથી ટળ્યું, .

વંદો વિશ્વપતિ મન વડે, જેથી સદા હિત્ત છે.
ધરજો ઉર પ્રથમાક્ષરે મમ ગુરૂ નું નામ અંકિત છે.
મરણુ ભલે છો આવતું, કે દુઃખ વિવિધ ભાતીનાં,
હાનિ થાય ભલે ધન તણી, રૂઠે ભલે ન્યાતિનાં;
તનમાં રોગ પ્રકટ રહે તો પણ નહિ ઉદાસ છે,
મારો નિશ્ચય એક એજ હસવું, ખડખડ પ્રભુનો વાસ છે.

છપ્પા.

વિશ્વ જુએ છે દોષ હોટા સહુ જનના હરવા.
તેવા ભરીશ ન કોષ ઘોષ જય તુજ ઉચ્ચરવા.
વિશ્વ કરે છે હાસ્ય, નાશ નિજ બળ કરવાને,
બંધાઈશ નહિ (તે) પાસ દાસ થઈ દુઃખ ધરવાને,
વિશ્વ બેસે જે ચાકળે, ત્યાં બેસીશ નહિ તું જરી,
ખટપટ સઘળી છોડીને, રહેજે પ્રભુ માંહે ઠરી.

છપ્પા.

વિશ્વ ધરે છે દ્વેષ લેપ પણ શુભ નિર્ખીને,
કાઢીશ નહિ તું વેષ, લેશ પણ ઉર હર્ખીને.
વિશ્વ રાખે છે વેર ઝેર સામાને પાવા,
તેવો થઈશ ન ખેર મે'ર પ્રભુ કેરી ચ્હાવા,
પકડી ટેવ જે વિશ્વને, તેવી ત્યજજે તું વીરા,
સજી શુભ ગુણ ઉરમાંહિ ધાર ભક્તિ પ્રભુની જરા.
વિશ્વ કરે છે વાત નિત્ય સારી કે ખોટી,
કરીશ ન તેમ તું ભ્રાત, ન્યાત જમવાને મોટી;
વિશ્વ કરે છે ક્રોધ જોધ હોય જાણે મોટો,
તેમ કરતાં લે બોધ શોધ છે શાનો ગોટો,
ફેલ કરી આ વિશ્વમાં કંઇ જનતો ઠગતા ફરે.
તેવા ત્યજીદે દંભ વીર ઝટ તું, જો સુખ ઇચ્છે ખરે.

હરિગિત.

ભોગી બની રોગી થવું, એ કાર્ય કો'શું મહત્વનું,
પણ યોગિ થઈ બિયોગિપણું આ ટાળવું જીવત્વનું,

ભરવી ન ઝોળી, ભસ્મ ચોળી, અંગે ભગવાંને ધર્યાં,
મિથ્યા બની સાધુ જગે કહો, કાર્ય શાં ઉંચા કર્યાં ?
આવા થવાને બાવા માગી ખાવુ એનો સહેલ છે,
પણ વ્યવ્હારે રહી ગુરુ ભક્તિ અહીં, થવું સાધુ એ મુશ્કેલ છે.
મોટા થઈ સોટા ચલાવ્યા, રંક રૈયતની પરે,
ટોટા નથી એવા જનોના આ સમયમાં ભૂ પરે.
લઇ લાંચ દેતાં આંચ કોના ન્યાયને જ્યાં ત્યાં કરી,
ન્યાયી થવાનો ડોળ રાખે, તોય ઉર અહંપદ ધરી.
મોટા થવાતું એમ નહિ પણ, પુત્રને પિતા તણું,
નિષ્પક્ષપાત પણે કરે જે ન્યાય તે મોટા ભણો.
થઈ બ્રહ્મ પડીરે ભ્રમમાં, ભુલ્યા ઘણા નિજરૂપને,
બની દિન યાચક યાચતા, ગણતા નહિ જે ભુપને.
નિત્યકર્મના પણ મર્મ ના સમજે નહિ કંઇ લેશ તો,
નસકોરાં ઝાલી, માળા ઘાલીને ભજવતા વેષ કો.
ભણી કોઇ વળી ઇંગ્લીશ ભુલી ઇશના હા ! ભાનને
શોખી થયા મદ્ય માંસના કો, રીઝયા વેશ્યા ગાનમેં,
કરવાને કો વ્યભિચાર સાથે યારતો બે ચાર છે.
ફરતા બજારે બોલતા જો યાર કયા ગુલજાર છે,
ઉડાવી લેમો-નેડ, ભરીને પેટ, સ્હા બિસકોટથી.
રાજી થતા ખોઇ દામ તનની હામ છુટી લંગોટથી.
આવા મનુષ્યોથી કહો શું થાય વિશ્વે ઉન્નતિ,
રે ! રે ! દશા શી આર્ય ભૂમિની, દિન પ્રતિદિન અવનતિ.

દોહરા

જીનકું શિર સદ્‌ગુરુ નહિ, સો જન કચ્ચા શિષ,
સાચા સદ્‌ગુરુ વર્ય બિન, જીવ ભટકે દશ દિશ.
સદ્‌ગુરુ બોધ થયા થકી, શુદ્ર મકી ઋષિરાય,
થયા ઘણા નુગરા જનો, મળતાં સદ્‌ગુરુ છાય.
કહે કોઇ જન ગુરુ તણી, સ્પૃહા નથી હે ભાઇ,
આત્મજ્ઞાન પ્રકટયા થકી, સદ્‌ગુરુ જરૂર નાહિ.

સાગરમેં હોડી ફીરે, કોઈ હંકારનહાર,
નહિતર જીવ કિસીસે તરે, કરો પ્રજ્ઞ બિચાર.
આ સંસાર સમુદ્ર હૈ, ભક્તિરુપી હૈ નાવ,
હંકારનહારા ગુરુ ઉનકી ધુન્ય લગાવ.
માને નુગરા મન મહિં, તનકી કરે ન ખોજ,
ડોળે ડહાપણુ આગવા, ઉપાડે શિરપર બોજ.
મેં કર્તા, ભોકતા હું મેં, હમ હૈ ઇશ અવતાર,
સાચા સદ્‌ગુરુ બ્રહ્મ મેં, સ્પૃહા ન કિસીકી ચાર.
એમ કહીને આ જગે, ચલવે સમાજ આજ,
પણુ ભાગી જશે સઘ એ, પંથ નાવ બિચમાંજ.
ગોપ બિણુ સબ ગઉ જુઓ, બનમાં બિખરઇ જાય,
ગુરુ બિન કહો કયાં સુધી ચલે, સમાજ આ જગમાંય.
જીવ લોહ કે રુપ હૈ, પારસમણિ ગુરુ રાય,
ઉનકી પુણ્ કૃપા વડે, જીવ શિવ બન જાય.
સાચા સદ્‌ગુરુ બ્રહ્મમેં દેખ્યા નરહરિ રાય,
ઉપેન્દ્ર પ્રભુ સાધક શિરે, ધન્ય ? ભાગ્ય જગમાંય.

પ્રભુને સઉ અનુકુળ છે, માટે કર પ્રભુ શેવ,
તુજને પણુ અનુકુળ થશે, ફળશે નરહરિ દેવ.

નરપતિ નિજ સત્તા થકી, કરે વિશ્વપર રાજ,
એવાં અતિ બ્રહ્માંડ પર, શ્રીનૃસિંહ સામ્રાજ્ય.

ધનપતિ જે નવ કરી શકે, કરે તે પ્રભુનો ભક્ત,
કોથી પણુ નવ ડરી શકે, ભલે રૂઠે સઉ જગ્ત.

પરમાત્માતો એક છે, પણુ ધરી વિધ્‌વિધ રુપ,
જગમાં નિવસ્યા સઉ સ્થળે, કોટી બ્રહ્મના ભૂપ.

સ્થિતિ હમારી મસ્ત હૈ, આનંદે ભરપુર,
ધુન્ય લાગી હરિ નામકી, બન્યા હું અબ ચકચુર.

સમાપ્ત.